कीमत रुपीआ

३२५०
× १००

९८)३२५०००(३३१६ रुपीआ
३२४९६८

३२
× दोकडा करवाने १००

९८) २००(३२॥ दोकडाना ३०ान
३१८५

१५

०

जवाब—हुंडीनी रकम ३३३१६ाान

## चीन अने जेपाननी हुंडीना हिसाबनी रीत.

हांगकांग शेंगाइ अने जेपाननी हुंडीना हिसाबनी रीत देशावरी हुंडीना हिसाबनी रीतने मळती छे. डालर के टेलना रुपीआ करवा होय तो–तेने हुंडीना भावे गुणवाथी (रुपीआना) दोकडा* अने रुपीआना डालर के टेल करवा होय तो–तेने १००ए गुणीने हुंडीना भावे भागवाथी डालर के टेल थाय छे.

**दाखलो**–डालरना रुपीआ करवानो–

भाव रु १४५॥ लेखे डालर ३३२५०ना केटला रुपीआ थशे ?

× भाव १४५॥

| | | |
|---|---|---|
| ३२५०×१४५ | ४७१२५० | १४५ लेखेना |
| ३२५० नो ०॥ भाग | १६२५ | ०॥ लेखेना |

दोकडा ४७२८७५ थया. एमां जमणी बाजुना छेल्ला बे आंकडा ७५ छे ते दोकडा अने बाकी ४७२८ रहेछे ते रुपीआ एटले

जवाब–रु ४७२८।॥

*दोकडा १०० नो रुपीओ १ माटे दोकडानी रकममां जमणी बाजूना छेल्ला बे आंकडा ते दोकडा अने डाबी बाजु जे रकम रहे ते रुपीआ.

દાખલો–રૂપીઆના ડાલર કરવાનો—

*ભાવ રૂ ૧૪૫ાા લેખે રૂપીઆ ૪૭૨૮ાાા ના કેટલા ડાલર થશે ?

અડધા કરવાને × ૨ ૧૦૦ એ ગુણવા

૨૯૧ ૪૭૨૮૭૫

× ૨ અડધા કરવાને

૨૯૧) ૯૪૫૭૫૦( ૩૨૫૦ ડાલર

૯૪૫૭૫૦

૦

જવાબ–ડાલર ૩૨૫૦

## વિલાયતની હુંડીના હિસાબની રીત.

રૂપીઆની રકમને હુંડીના ભાવે ગુણવાથી પૌંડ, અને પૌંડની રકમને હુંડીના ભાવે ભાગવાથી રૂપીઆ થાય છે

**રૂપીઆના પૌંડ કરવા હોય તો**—હુંડીના ભાવમાં શીલીંગ અને પેન્સ ઉપર આની કે અડધી આની, તેમજ રૂપીઆ સાથે આના કે પઈ હોવાથી ગુણાકાર અને ભાગાકારથી હિસાબ કરતાં ઘણી લંબાણ થાય છે માટે સહુથી સહેલી રીત એ છે કે રૂપીઆની રકમને હુંડીના ભાવે ફાલવણીથી ગુણાકાર કરીને પૌંડ શીલીંગ વગેરે કરી લેવી.

†દાખલો—ભાવ શી ૧ પેન્સ ૪ાા લેખે રૂ૭૩૭૦–૭–૧ના કેટલા પૌંડ થશે!

૩૦ આ૦ પઈ

૭૩૭૦—૭—૧

× ભાવ ૧–૪ાાા એ ફાલવણી—

| | પૌંડ | શી૦ | પે૦ | ફા૦ | |
|---|---|---|---|---|---|
| ૭૩૭૦×૧ શીલીંગ | ૩૬૮ | ૧૦ | ૦ | ૦ | રૂ. આ. પ. |
| શી ૧ ની કીમતનો ા ભાગ | ૯૨ | ૨ | ૬ | ૦ | |
| પે૦ ૩ની કીમતનો ૩જો ભાગ | ૩૦ | ૧૪ | ૨ | ૦ | ૭૩૭૦–૦–૦ |
| પે૦ ૧ની કીમતનો ા ભાગ | ૭ | ૧૩ | ૬ | ૨ | |
| પે૦ ાની કીમતનો ૮ મો ભાગ | ૦ | ૧૯ | ૨ | ૧ા | |
| શી૦ ૧–૪ાાાનો ા ભાગ | ૦ | ૦ | ૪ | ાાાા | ૦–૪–૦ |
| રૂ૦ાની કીમતનો ાાા ભાગ | ૦ | ૦ | ૩ | ૦)ાાા | ૦–૩–૦ |
| ાા પ્રમાણે | ૦ | ૦ | ૦ | ાા | ૦–૦–૧ |
| જવાબ–પૌંડ | ૫૦૦ | ૦ | ૦ | ૦ | રૂ૭૩૭૦–૭–૧ |

*ભાવમાં ાા ા કે આના હોય તો ભાવના અને રૂપીઆની રકમના ાા ા કે આના કરવા એ રીતે બેઉ સરખે ધોરણે કીધા પછી હિસાબ કરવો

†એ દાખલામાં રૂપીઆની સાથે આના પઈ તેમજ હુંડીના ભાવમાં અડધી આની મુકાં છે તેથી ફાલવણીમાં ઘણા વિભાગ આવ્યા છે, પણ સાદી રકમોના હિસાબ એ રીતે ઘણી ઝડપથી અને સહેલાઈથી થઇ શકશે.

પૌંડના રૂપીઆ કરવા હોય તો—હુંડીના ભાવમાં શીલીંગ અને પેન્સ ઉપર આની કે અડધી આની હોય તે પ્રમાણે તે રકમની તેમજ પૌંડની રકમની આની કે અડધી કરવી. એ રીતે બેઉ રકમ સરખે ધોરણે કીધા પછી ભાવની રકમથી હુંડીની રકમને ભાગતાં રૂપીઆ, બાકી વધ્યાને ૧૬એ ગુણીને ભાગતાં આના, અને તેની બાકી વધ્યાને ૧૨એ ગુણીને ભાગતાં પઇ થાય છે,

**દાખલો—ભાવ શી ૧ પેન્સ ૪ા૦ાા લેખે પૌંડ ૫૦૦ના કેટલા રૂપીઆ થશે?**

| | | | | |
|---|---|---|---|---|
| × પેની કરવાને | ૧૨ | × | ૨૦ | શીલીંગ કરવાને |
| | ૧૨ | | ૧૦૦૦૦ | |
| + ઉપરની | ૪ા૦ાા | × | ૧૨ | પેની કરવાને |
| પેની થઇ | ૧૬ા૦ાા | | ૧૨૦૦૦૦ | |
| × આની કરવાને | ૧૬ | × | ૧૬ | આની કરવાને |
| આની થઇ | ૨૬૦ાા | | ૧૯૨૦૦૦૦ | |
| × | ૨ | × | ૨ | |
| અડધી આની | ૫૨૧ | | ૩૮૪૦૦૦૦ | અડધી આની |

૫૨૧)૩૮૪૦૦૦૦(૭૩૭૦ રૂપીઆ
૩૮૩૯૭૭૦
૨૩૦
૧૬
૫૨૧) ૩૬૮૦(૭ આના
૩૬૪૭
૩૩
૧૨
૫૨૧) ૩૯૬(૦ાાા પઇ
૩૯૦ાાા
૫ા
૦

૩૦ આ૦ પઇ

જવાબ—૭૩૭૦—૭—૦ાાા

એ રીતે હિસાબ કરવાને ભાવની તેમજ પૌંડની રકમની પેની આની કે અડધી આની વ૦ કરીને પછી ભાગાકાર કરવા પડે છે પણ નીચે આપેલા કોઠાપરથી ૧ પૌંડની કીમતને પૌંડની રકમે ગુણવાથી હિસાબ કરવો ઘણું સહેલ પડશે. જેમકે ભાવ શી ૧ પેન્સ ૪૦ા લેખે ૧ પૌંડના

નીચેના કોઠા પ્રમાણે— રૂ આ પૈ
૧૪ ૧૧ ૧૦ા*ને પૌંડ ૫૦૦ના રૂ. કરવાને

× ૫૦૦ એ—

| | રૂપીઆ | આના | પઇ | રૂ આના પ |
|---|---|---|---|---|
| ૧૪×૫૦૦ | ૭૦૦૦ | ૦ | ૦ | ૧૪—૦—૦ના |
| ૫૦૦નો અડધો ભાગ | ૨૫૦ | ૦ | ૦ | ૦—૮—૦ના |
| રૂ૦ાાની કીમતનો ૦ા ભાગ | ૬૨ | ૮ | ૦ | ૦—૨—૦ના |
| રૂ૦)=ની કીમતનો ૦ાા ભાગ | ૩૧ | ૪ | ૦ | ૦—૧—૦ના |
| રૂ૦)~ની કીમતનો ૦ાાા ભાગ | ૨૭ | ૭ | ૦ | ૦—૦—૯ના |
| પેની ૧ા×૫૦૦ | ૩ | ૪ | ૧ | ૦—૦—૧ા |

જવાબ—રૂ ૭૩૭૦—૭—૧ દર ૧૪ ૧૧ ૧૦ા



*કોઠામાં પઈ ૧૦ પર દેટ ૨૫૦ છે તેની પઈ ૦ા થઇ. પણ દેટની રકમ એવી હોય કે પઇનું કોઈ વિભાગ થઇ શકતું ન હોય તો દેટ માંડી હિસાબ કરવો

## જુદા જુદા ભાવથી પૌંડના રૂપીઆનો કોઠો.

| ભાવ | | પૌંડ ૧ ના | | | | ભાવ | | પૌંડ ૧ ના | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શી. | પેં૦ | રૂ૦ | આં૦ | પૈ | દે* | શી. | પેં૦ | રૂ૦ | આ૦ | પૈ. | દે* |
| ૧ | ૨)૦। | ૧૭ | ૧ | ૧૧ | ૭૫૯ | ૧ | ૨॥૦। | ૧૬ | ૮ | ૬ | ૫૧૦ |
| ૧ | ૨)૦॥ | ૧૭ | ૧ | ૮ | ૦૯૮ | ૧ | ૨॥૦॥ | ૧૬ | ૮ | ૩ | ૦૪૭ |
| ૧ | ૨)૦॥। | ૧૭ | ૧ | ૪ | ૪૪૫ | ૧ | ૨॥૦॥। | ૧૬ | ૭ | ૧૧ | ૬૯૧ |
| ૧ | ૨)– | ૧૭ | ૧ | ૦ | ૮૦૦ | ૧ | ૨॥– | ૧૬ | ૭ | ૮ | ૨૯૨ |
| ૧ | ૨)–। | ૧૭ | ૦ | ૯ | ૧૬૩ | ૧ | ૨॥–। | ૧૬ | ૭ | ૪ | ૯૦૦ |
| ૧ | ૨)–॥ | ૧૭ | ૦ | ૫ | ૫૩૪ | ૧ | ૨॥–॥ | ૧૬ | ૭ | ૧ | ૫૧૬ |
| ૧ | ૨)–॥। | ૧૭ | ૦ | ૧ | ૯૧૪ | ૧ | ૨॥–॥। | ૧૬ | ૬ | ૧૦ | ૧૩૯ |
| ૧ | ૨)= | ૧૬ | ૧૫ | ૧૦ | ૩૦૧ | ૧ | ૨॥= | ૧૬ | ૬ | ૬ | ૭૬૯ |
| ૧ | ૨)=। | ૧૬ | ૧૫ | ૬ | ૬૯૬ | ૧ | ૨॥=। | ૧૬ | ૬ | ૩ | ૪૦૭ |
| ૧ | ૨)=॥ | ૧૬ | ૧૫ | ૩ | ૦૯૯ | ૧ | ૨॥=॥ | ૧૬ | ૬ | ૦ | ૦૫૧ |
| ૧ | ૨)=॥। | ૧૬ | ૧૪ | ૧૧ | ૫૧૦ | ૧ | ૨॥=॥। | ૧૬ | ૫ | ૮ | ૭૦૩ |
| ૧ | ૨)≡ | ૧૬ | ૧૪ | ૭ | ૯૩૦ | ૧ | ૨॥≡ | ૧૬ | ૫ | ૫ | ૩૬૨ |
| ૧ | ૨)≡। | ૧૬ | ૧૪ | ૪ | ૩૫૬ | ૧ | ૨॥≡। | ૧૬ | ૫ | ૨ | ૦૨૮ |
| ૧ | ૨)≡॥ | ૧૬ | ૧૪ | ૦ | ૭૯૧ | ૧ | ૨॥≡॥ | ૧૬ | ૪ | ૧૦ | ૭૦૧ |
| ૧ | ૨)≡॥। | ૧૬ | ૧૩ | ૯ | ૨૩૪ | ૧ | ૨॥≡॥। | ૧૬ | ૪ | ૭ | ૩૮૧ |
| ૧ | ૨। | ૧૬ | ૧૩ | ૫ | ૬૮૪ | ૧ | ૨॥। | ૧૬ | ૪ | ૪ | ૦૬૮ |
| ૧ | ૨।૦। | ૧૬ | ૧૩ | ૨ | ૧૪૨ | ૧ | ૨॥।૦। | ૧૬ | ૪ | ૦ | ૭૬૨ |
| ૧ | ૨।૦॥ | ૧૬ | ૧૨ | ૧૦ | ૬૦૮ | ૧ | ૨॥।૦॥ | ૧૬ | ૩ | ૯ | ૪૬૩ |
| ૧ | ૨।૦॥। | ૧૬ | ૧૨ | ૭ | ૦૮૨ | ૧ | ૨॥।૦॥। | ૧૬ | ૩ | ૬ | ૧૭૧ |
| ૧ | ૨।– | ૧૬ | ૧૨ | ૩ | ૫૬૩ | ૧ | ૨॥।– | ૧૬ | ૩ | ૨ | ૮૮૬ |
| ૧ | ૨।–। | ૧૬ | ૧૨ | ૦ | ૦૫૨ | ૧ | ૨॥।–। | ૧૬ | ૨ | ૧૧ | ૬૦૮ |
| ૧ | ૨।–॥ | ૧૬ | ૧૧ | ૮ | ૫૪૯ | ૧ | ૨॥।–॥ | ૧૬ | ૨ | ૮ | ૩૩૭ |
| ૧ | ૨।–॥। | ૧૬ | ૧૧ | ૫ | ૦૫૩ | ૧ | ૨॥।–॥। | ૧૬ | ૨ | ૫ | ૦૭૩ |
| ૧ | ૨।= | ૧૬ | ૧૧ | ૧ | ૫૬૫ | ૧ | ૨॥।= | ૧૬ | ૨ | ૧ | ૮૧૫ |
| ૧ | ૨।=। | ૧૬ | ૧૦ | ૧૦ | ૦૮૫ | ૧ | ૨॥।=। | ૧૬ | ૧ | ૧૦ | ૫૬૫ |
| ૧ | ૨।=॥ | ૧૬ | ૧૦ | ૬ | ૬૧૨ | ૧ | ૨॥।=॥ | ૧૬ | ૧ | ૭ | ૩૨૧ |
| ૧ | ૨।=॥। | ૧૬ | ૧૦ | ૩ | ૧૪૬ | ૧ | ૨॥।=॥। | ૧૬ | ૧ | ૪ | ૦૮૪ |
| ૧ | ૨।≡ | ૧૬ | ૯ | ૧૧ | ૬૮૮ | ૧ | ૨॥।≡ | ૧૬ | ૧ | ૦ | ૮૫૪ |
| ૧ | ૨।≡। | ૧૬ | ૯ | ૮ | ૨૩૮ | ૧ | ૨॥।≡। | ૧૬ | ૦ | ૯ | ૬૩૦ |
| ૧ | ૨।≡॥ | ૧૬ | ૯ | ૪ | ૭૯૫ | ૧ | ૨॥।≡॥ | ૧૬ | ૦ | ૬ | ૪૧૩ |
| ૧ | ૨।≡॥। | ૧૬ | ૯ | ૧ | ૩૫૯ | ૧ | ૨॥।≡॥। | ૧૬ | ૦ | ૩ | ૨૦૩ |
| ૧ | ૨॥ | ૧૬ | ૮ | ૯ | ૯૩૧ | ૧ | ૩ | ૧૬ | ૦ | ૦ | ૦ |

*દેડ ૧૦૦૦ ની ૧ પાઇ થાય છે.

| ભાવ | | પોંડ ૧ ના | | | | ભાવ | | પોંડ ૧ ના | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શી. | પે૦ | રૂ૦ | આ૦ | પૈ | દે | શી. | પે૦ | રૂ૦ | આ૦ | પૈ | દે |
| ૧ | ૩)૦। | ૧૫ | ૧૫ | ૮ | ૮૦૩ | ૧ | ૩॥૦। | ૧૫ | ૭ | ૫ | ૯૦૯ |
| ૧ | ૩)૦॥ | ૧૫ | ૧૫ | ૫ | ૬૧૩ | ૧ | ૩॥૦॥ | ૧૫ | ૭ | ૨ | ૯૨૨ |
| ૧ | ૩)૦।।। | ૧૫ | ૧૫ | ૨ | ૪૩૦ | ૧ | ૩॥૦।।। | ૧૫ | ૬ | ૧૧ | ૯૪૦ |
| ૧ | ૩)- | ૧૫ | ૧૪ | ૧૧ | ૨૫૩ | ૧ | ૩॥- | ૧૫ | ૬ | ૮ | ૯૬૪ |
| ૧ | ૩)-। | ૧૫ | ૧૪ | ૮ | ૦૮૩ | ૧ | ૩॥-। | ૧૫ | ૬ | ૫ | ૯૯૪ |
| ૧ | ૩)-॥ | ૧૫ | ૧૪ | ૪ | ૯૧૯ | ૧ | ૩॥-॥ | ૧૫ | ૬ | ૩ | ૦૩૦ |
| ૧ | ૩)-।।। | ૧૫ | ૧૪ | ૧ | ૭૬૨ | ૧ | ૩॥-।।। | ૧૫ | ૬ | ૦ | ૦૭૨ |
| ૧ | ૩)= | ૧૫ | ૧૩ | ૧૦ | ૬૧૨ | ૧ | ૩॥= | ૧૫ | ૫ | ૯ | ૧૨૦ |
| ૧ | ૩)=। | ૧૫ | ૧૩ | ૭ | ૪૬૭ | ૧ | ૩॥=। | ૧૫ | ૫ | ૬ | ૧૭૪ |
| ૧ | ૩)=॥ | ૧૫ | ૧૩ | ૪ | ૩૩૦ | ૧ | ૩॥=॥ | ૧૫ | ૫ | ૩ | ૨૩૪ |
| ૧ | ૩)=।।। | ૧૫ | ૧૩ | ૧ | ૧૯૯ | ૧ | ૩॥=।।। | ૧૫ | ૫ | ૦ | ૨૯૯ |
| ૧ | ૩)≡ | ૧૫ | ૧૨ | ૧૦ | ૦૭૪ | ૧ | ૩॥≡ | ૧૫ | ૪ | ૯ | ૩૭૧ |
| ૧ | ૩)≡। | ૧૫ | ૧૨ | ૬ | ૯૫૬ | ૧ | ૩॥≡। | ૧૫ | ૪ | ૬ | ૪૪૮ |
| ૧ | ૩)≡॥ | ૧૫ | ૧૨ | ૩ | ૮૪૪ | ૧ | ૩॥≡॥ | ૧૫ | ૪ | ૩ | ૫૩૧ |
| ૧ | ૩)≡।।। | ૧૫ | ૧૨ | ૦ | ૭૩૮ | ૧ | ૩॥≡।।। | ૧૫ | ૪ | ૦ | ૬૨૦ |
| ૧ | ૩। | ૧૫ | ૧૧ | ૯ | ૬૩૯ | ૧ | ૩।।। | ૧૫ | ૩ | ૯ | ૭૧૪ |
| ૧ | ૩।૦। | ૧૫ | ૧૧ | ૬ | ૫૪૭ | ૧ | ૩।।।૦। | ૧૫ | ૩ | ૬ | ૮૧૫ |
| ૧ | ૩।૦॥ | ૧૫ | ૧૧ | ૩ | ૪૬૦ | ૧ | ૩।।।૦॥ | ૧૫ | ૩ | ૩ | ૯૨૧ |
| ૧ | ૩।૦।।। | ૧૫ | ૧૧ | ૦ | ૩૮૦ | ૧ | ૩।।।૦।।। | ૧૫ | ૩ | ૧ | ૦૩૩ |
| ૧ | ૩।- | ૧૫ | ૧૦ | ૯ | ૩૦૬ | ૧ | ૩।।।- | ૧૫ | ૨ | ૧૦ | ૧૫૦ |
| ૧ | ૩।-। | ૧૫ | ૧૦ | ૬ | ૨૩૯ | ૧ | ૩।।।-। | ૧૫ | ૨ | ૭ | ૨૭૩ |
| ૧ | ૩।-॥ | ૧૫ | ૧૦ | ૩ | ૧૭૭ | ૧ | ૩।।।-॥ | ૧૫ | ૨ | ૪ | ૪૦૨ |
| ૧ | ૩।-।।। | ૧૫ | ૧૦ | ૦ | ૧૨૨ | ૧ | ૩।।।-।।। | ૧૫ | ૨ | ૧ | ૫૩૭ |
| ૧ | ૩।= | ૧૫ | ૯ | ૯ | ૦૭૩ | ૧ | ૩।।।= | ૧૫ | ૧ | ૧૦ | ૬૭૭ |
| ૧ | ૩।=। | ૧૫ | ૯ | ૬ | ૦૩૦ | ૧ | ૩।।।=। | ૧૫ | ૧ | ૭ | ૮૨૩ |
| ૧ | ૩।=॥ | ૧૫ | ૯ | ૨ | ૯૯૪ | ૧ | ૩।।।=॥ | ૧૫ | ૧ | ૪ | ૯૭૪ |
| ૧ | ૩।=।।। | ૧૫ | ૮ | ૧૧ | ૯૬૪ | ૧ | ૩।।।=।।। | ૧૫ | ૧ | ૨ | ૧૩૨ |
| ૧ | ૩।≡ | ૧૫ | ૮ | ૮ | ૯૩૯ | ૧ | ૩।।।≡ | ૧૫ | ૦ | ૧૧ | ૨૯૪ |
| ૧ | ૩।≡। | ૧૫ | ૮ | ૫ | ૯૨૧ | ૧ | ૩।।।≡। | ૧૫ | ૦ | ૮ | ૪૬૨ |
| ૧ | ૩।≡॥ | ૧૫ | ૮ | ૨ | ૯૦૯ | ૧ | ૩।।।≡॥ | ૧૫ | ૦ | ૫ | ૬૩૬ |
| ૧ | ૩।≡।।। | ૧૫ | ૭ | ૧૧ | ૯૦૩ | ૧ | ૩।।।≡।।। | ૧૫ | ૦ | ૨ | ૮૧૫ |
| ૧ | ૩॥ | ૧૫ | ૭ | ૮ | ૯૦૩ | ૧ | ૪) | ૧૫ | ૦ | ૦ | ૦ |

| ભાવ | | પૌડ ૧ ના | | | | ભાવ | | પૌડ ૧ ના | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શી | પે | રૂ૦ | આ૦ | પૈ૦ | દે | શી | પે૦ | રૂ૦ | આ૦ | પૈ૦ | દે |
| ૧ | ૪)૦। | ૧૪ | ૧૫ | ૯ | ૧૯૦ | ૧ | ૪॥૦। | ૧૪ | ૮ | ૬ | ૦૮૫ |
| ૧ | ૪)૦॥ | ૧૪ | ૧૫ | ૬ | ૩૮૬ | ૧ | ૪॥૦॥ | ૧૪ | ૮ | ૩ | ૪૪૮ |
| ૧ | ૪)૦।।। | ૧૪ | ૧૫ | ૩ | ૫૮૭ | ૧ | ૪॥૦।।। | ૧૪ | ૮ | ૦ | ૮૧૬ |
| ૧ | ૪~ | ૧૪ | ૧૫ | ૦ | ૭૯, | ૧ | ૪॥~ | ૧૪ | ૭ | ૧૦ | ૧૮૯ |
| ૧ | ૪)~। | ૧૪ | ૧૪ | ૧૦ | ૦૦૬ | ૧ | ૪॥~। | ૧૪ | ૭ | ૭ | ૫૬૬ |
| ૧ | ૪)~॥ | ૧૪ | ૧૪ | ૭ | ૨૨૩ | ૧ | ૪॥~॥ | ૧૪ | ૭ | ૪ | ૯૪૯ |
| ૧ | ૪)~।।। | ૧૪ | ૧૪ | ૪ | ૪૪૧ | ૧ | ૪॥~।।। | ૧૪ | ૭ | ૨ | ૩૩૭ |
| ૧ | ૪)= | ૧૪ | ૧૪ | ૧ | ૬૭૪ | ૧ | ૪॥= | ૧૪ | ૬ | ૧૧ | ૭૨૯ |
| ૧ | ૪)=। | ૧૪ | ૧૩ | ૧૦ | ૯૦૮ | ૧ | ૪॥=। | ૧૪ | ૬ | ૯ | ૧૨૭ |
| ૧ | ૪)=॥ | ૧૪ | ૧૩ | ૮ | ૧૪૭ | ૧ | ૪॥=॥ | ૧૪ | ૬ | ૬ | ૫૨૯ |
| ૧ | ૪)=।।। | ૧૪ | ૧ | ૫ | ૩૯૧ | ૧ | ૪॥=।।। | ૧૪ | ૬ | ૩ | ૯૩૬ |
| ૧ | ૪)≡ | ૧૪ | ૧૩ | ૨ | ૬૪૧ | ૧ | ૪॥≡ | ૧૪ | ૬ | ૧ | ૩૪૮ |
| ૧ | ૪)≡। | ૧૪ | ૧૨ | ૧૧ | ૮૯૬ | ૧ | ૪॥≡। | ૧૪ | ૫ | ૧૦ | ૭૬૫ |
| ૧ | ૪)≡॥ | ૧૪ | ૧૨ | ૯ | ૧૫૧ | ૧ | ૪॥≡॥ | ૧૪ | ૫ | ૮ | ૧૮૭ |
| ૧ | ૪)≡।।। | ૧૪ | ૧૨ | ૬ | ૪૨૨ | ૧ | ૪॥≡।।। | ૧૪ | ૫ | ૫ | ૬૧૩ |
| ૧ | ૪। | ૧૪ | ૧૨ | ૩ | ૬૯૨ | ૧ | ૪।।। | ૧૪ | ૫ | ૩ | ૦૪૫ |
| ૧ | ૪।૦। | ૧૪ | ૧૨ | ૦ | ૯૬૮ | ૧ | ૪।।।૦। | ૧૪ | ૫ | ૦ | ૪૮૧ |
| ૧ | ૪।૦॥ | ૧૪ | ૧૧ | ૧૦ | ૨૫૦ | ૧ | ૪।।।૦॥ | ૧૪ | ૪ | ૯ | ૯૨૨ |
| ૧ | ૪।૦।।। | ૧૪ | ૧૧ | ૭ | ૫૩૬ | ૧ | ૪।।।૦।।। | ૧૪ | ૪ | ૭ | ૩૬૭ |
| ૧ | ૪।~ | ૧૪ | ૧૧ | ૪ | ૮૨૮ | ૧ | ૪।।।~ | ૧૪ | ૪ | ૪ | ૮૧૮ |
| ૧ | ૪।~। | ૧૪ | ૧૧ | ૨ | ૧૨૪ | ૧ | ૪।।।~। | ૧૪ | ૪ | ૨ | ૨૭૩ |
| ૧ | ૪।~॥ | ૧૪ | ૧૦ | ૧૧ | ૪૨૬ | ૧ | ૪।।।~॥ | ૧૪ | ૩ | ૧૧ | ૭૩૩ |
| ૧ | ૪।~।।। | ૧૪ | ૧૦ | ૮ | ૭૩૪ | ૧ | ૪।।।~।।। | ૧૪ | ૩ | ૯ | ૧૯૭ |
| ૧ | ૪।= | ૧૪ | ૧૦ | ૬ | ૦૪૬ | ૧ | ૪।।।= | ૧૪ | ૩ | ૬ | ૬૬૭ |
| ૧ | ૪।=। | ૧૪ | ૧૦ | ૩ | ૩૬૩ | ૧ | ૪।।।=। | ૧૪ | ૩ | ૪ | ૧૪૧ |
| ૧ | ૪।=॥ | ૧૪ | ૧૦ | ૦ | ૬૮૬ | ૧ | ૪।।।=॥ | ૧૪ | ૩ | ૧ | ૬૧૯ |
| ૧ | ૪।=।।। | ૧૪ | ૯ | ૧૦ | ૦૧૩ | ૧ | ૪।।।=।।। | ૧૪ | ૨ | ૧૧ | ૧૦૨ |
| ૧ | ૪।≡ | ૧૪ | ૯ | ૭ | ૩૪૬ | ૧ | ૪।।।≡ | ૧૪ | ૨ | ૮ | ૫૯૦ |
| ૧ | ૪।≡। | ૧૪ | ૯ | ૪ | ૬૮૪ | ૧ | ૪।।।≡। | ૧૪ | ૨ | ૬ | ૦૮૩ |
| ૧ | ૪।≡॥ | ૧૪ | ૯ | ૨ | ૦૨૭ | ૧ | ૪।।।≡॥ | ૧૪ | ૨ | ૩ | ૫૮૦ |
| ૧ | ૪।≡।।। | ૧૪ | ૮ | ૧૧ | ૩૭૪ | ૧ | ૪।।।≡।।। | ૧૪ | ૨ | ૧ | ૦૮૨ |
| ૧ | ૪॥ | ૧૪ | ૮ | ૮ | ૭૨૭ | ૧ | ૫ | ૧૪ | ૧ | ૧૦ | ૫૮૮ |

# વ્યાજ.



નાણાની રકમ કરજે હોય તે મુદલ, જેટલો વખત કરજે રહે તે મુદત અને તેનો જે નફો લેણદારને મળે તે વ્યાજ કહેવાય.

વ્યાજ બે જાતના છે. સાદું-એટલે જેટલી મુદત સુધી રૂપીઆ રહ્યા હોય તેટલી મુદત સુધીનું તેનું વ્યાજ કહાડવું અને ચક્ર વૃદ્ધી-એટલે વરસના છેડે મુદતનો વ્યાજ કહાડી મુદલપર ચહડાવીને તેને મુદલ ગણી બીજા વરસનું વ્યાજ કહાડવું, એ રીતે જ્યાં સુધી રૂપીઆ રહે ત્યાં સુધી કરયા જવું.

વ્યાજનો દર બેંક કે આફિસ રીત પ્રમાણે દર વરસે દર સેંકડે અને દેશી રીત પ્રમાણે દર મહીને દર સેંકડે અમુક ટકા લેખે થાય છે.

## વ્યાજનો હિસાબ કરવાની રીત.

મુદલ અને મુદતનો ગુણાકાર કરી સર* કરવા, અને સરને વ્યાજના દરે ગુણીને ૧૦૦ એ ભાગવું ને જે આવે તે વ્યાજ થયું.

વ્યાજનો દર બેંક રીત પ્રમાણે વરસે હોય તો-મુદલ અને વરસનો ગુણાકાર તે વરસના સર અને મુદલ અને દિવસોના ગુણાકારને ૩૬૫ એ ભાગતાં દિવસોના સર થાય, અને જો વ્યાજનો દર દેશી રીત પ્રમાણે મહીને હોય તો-મુદલ અને મહિનાનો ગુણાકાર તે મહીનાના સર અને મુદલ અને દિવસોના ગુણાકારને ૩૦ એ ભાગતાં અથવા તેનો સાડાસાતનો પા પ્રમાણે આંકડો કરતાં દિવસોના સર થાય, માટે જ્યાં મુદતમાં વરસ સાથે દિવસ અથવા મહિના સાથે દિવસ હોય તો વરસ અને દિવસના અથવા મહિના અને દિવસના જુદા જુદા સર કરીને તેનો સરવાળો કરી લેવો.

---

*મુદલ અને મુદતના ગુણાકારને સર કહે છે.

દાખલો–દર મહિને દર સેંકડે ટકા ૦।≈ પ્રમાણે રૂ ૧૨૫૦ નું ૬ માસ ને ૯ દિવસનું વ્યાજ કહાડવું છે તો–

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| મુદલ | મુદત સર | | વ્યાજનો દર | થયો | | સોએ | થયા | અથવા |
| રૂ૦ | મ૦ દિ૦ | | ટકા | ગુણાકાર | | | રૂ૦ દો૦ | રૂ |
| ૧૨૫૦ X | ૬—૦=૭૫૦૦<br>૦—૯= ૩૭૫* | ૭૮૭૫ X | ૦।≈ | ૩૪૪૫।~ | + ૧૦૦ | | ૩૪) ૪૫।~=૩૪।≈। તે વ્યાજ થયું. | |

પણ એક રીત પ્રમાણે વ્યાજનો હિસાબ ઘણું કરીને એવી રીતે કરે છે કે મુદલને મુદતના દિવસોએ ગુણાકાર કરી તેને વ્યાજના દરે ગુણે છે ને પછી ૩૬૫ એ ભાગતાં જે આવે તેને ૧૦૦એ ભાગે છે.

જેમકે-દર વરસે દર સેંકડે ટકા ૬ પ્રમાણે રૂ ૫૦૦ નું ૬૪ દિવસનું વ્યાજ કહાડવું છે તો–

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| મુદલ | મુદત | વ્યાજનો દર | થયો | આંક | | સોએ | થયા | અથવા |
| રૂ૦ | દિવસ | ટકા | ગુણાકાર | | | | રૂ૦ દો૦ રૂ આ પૈ | |
| ૫૦૦ X | ૬૪ = ૩૨૦૦૦ X | ૬ = | ૧૯૨૦૦૦ ÷ ૩૬૫ = | ૫૨૬ | + ૧૦૦ | | ૫) ૨૬=૫ ૪ ૨ તે વ્યાજ થયું. | |

---

*૧૨૫૦ ગુણ્યા ૯ એ થયા ૧૧૨૫૦ ને ભાગ્યા ૩૦ એ થયા સર ૩૭૫.

## ૩॥ ટકાથી તે ૧૮ ટકાસુધીનું રૂ ૧૦૦ નું વ્યાજ ગણુવાનો કોઠો.

એક વરસ દહાડાનું સેકડે જેટલા ટકાનું વયાજ હોય, તેટલા ટકા પ્રમાણે એક દીવસનું, એક અઠવાડયાનું અને એક મહીનાનું વયાજ કેટલું થાય તે નીચલા કોઠા ઉપરથી જોવામાં આવશે.

| સેંકડે ટકા | એક દીવસનું | એક અઠવાડયાનું | | એક મહીનાનું | |
|---|---|---|---|---|---|
| | પૈ૦ | આ | પૈ | આ | પૈ |
| ૩॥ | ૧॥। | ૧ | ૦ | ૪ | ૮ |
| ૪ | ૨ | ૧ | ૩ | ૫ | ૪ |
| ૪॥ | ૨। | ૧ | ૫ | ૬ | ૦ |
| ૫ | ૨॥ | ૧ | ૬ | ૬ | ૮ |
| ૫॥ | ૨॥। | ૧ | ૮ | ૭ | ૪ |
| ૬ | ૩ | ૧ | ૧૦ | ૮ | ૦ |
| ૬॥ | ૩। | ૧ | ૧૧ | ૮ | ૮ |
| ૭ | ૩॥ | ૨ | ૧ | ૯ | ૪ |
| ૭॥ | ૪ | ૨ | ૩ | ૧૦ | ૦ |
| ૮ | ૪। | ૨ | ૫ | ૧૦ | ૮ |
| ૮॥ | ૪॥ | ૨ | ૭ | ૧૧ | ૪ |
| ૯ | ૪॥। | ૨ | ૯ | ૧૨ | ૦ |
| ૯॥ | ૫ | ૨ | ૧૦ | ૧૨ | ૮ |
| ૧૦ | ૫। | ૩ | ૦ | ૧૩ | ૪ |
| ૧૦॥ | ૫॥ | ૩ | ૨ | ૧૪ | ૦ |
| ૧૧ | ૫॥। | ૩ | ૪ | ૧૪ | ૮ |
| ૧૧॥ | ૬ | ૩ | ૬ | ૧૫ | ૪ |
| ૧૨ | ૬। | ૩ | ૮ | ૧૬ | ૦ |
| ૧૩ | ૭ | ૩ | ૧૦ | ૧૭ | ૪ |
| ૧૪ | ૭॥ | ૪ | ૨ | ૧૮ | ૮ |
| ૧૫ | ૮ | ૪ | ૬ | ૨૦ | ૦ |
| ૧૬ | ૮॥ | ૪ | ૧૦ | ૨૧ | ૪ |
| ૧૭ | ૯ | ૫ | ૨ | ૨૨ | ૮ |
| ૧૮ | ૯॥ | ૫ | ૬ | ૨૪ | ૦ |



## વ્યાજના અમુક દરે ધીરવામાં આવેલી રકમ કેટલાં વરસમાં બમણી થાય છે તે દેખાડનારો કોઠો.

વ્યાજના અમુક દરે ધીરવામાં આવેલી રકમ જો તે રકમનું વ્યાજ નહી વાપરતાં મુદલ રકમમાં ઉમેરવામાં આવે તો મુદલ રકમ સાદાં તથા ચક્રવૃધી વ્યાજે બમણાં થતાં કેટલો વખત લાગે છે તે નીચલા કોઠા ઉપરથી માલમ પડશે.

| વ્યાજનો દર. | સાદાં વ્યાજે બમણી થતાં કેટલો વખત લાગે. | ચક્રવૃધી વ્યાજે બમણી થતાં કેટલો વખત લાગે. | | વ્યાજનો દર. | સાદાં વ્યાજે બમણી થતાં કેટલો વખત લાગે. | ચક્રવૃધી વ્યાજે બમણી થતાં કેટલો વખત લાગે. | |
|---|---|---|---|---|---|---|---|
| ટકા. | વરસ. | વરસ. | દીવસ. | ટકા. | વરસ. | વરસ. | દીવસ. |
| ૨ | ૫૦ | ૩૫ | ૧ | ૫ | ૨૦ | ૧૪ | ૭૫ |
| ૨॥ | ૪૦ | ૨૮ | ૨૬ | ૬ | ૧૬– ૮ માં. | ૧૧ | ૩૨૭ |
| ૩ | ૩૩– ૪ માં. | ૨૩ | ૧૬૪ | ૭ | ૧૪–૧૦૪ દી. | ૧૦ | ૮૯ |
| ૩॥ | ૨૮–૨૦૮ દી. | ૨૦ | ૫૪ | ૮ | ૧૨– ૬ માં. | ૯ | ૨ |
| ૪ | ૨૫ | ૧૭ | ૨૪૬ | ૯ | ૧૧–૪૦ દી. | ૮ | ૧૬ |
| ૪॥ | ૨૨–૮૧ દી. | ૧૫ | ૨૭૩ | ૧૦ | ૧૦ | ૭ | ૧૦૦ |



## વારેવારીઉં એટલે નાણાવટીની રીતે કાઢવાનું વ્યાજ.

ખાતામાં જમે ઉધારની રકમો હોય છે તેનું વ્યાજ કાઢવા સારૂ વ્યાજવહીમાં ખાતા પ્રમાણેજ મથાળું દોરીને **વ્યાજ ખાતા વહી પાનું** (પાનું જે હોય તે) એટલુંજ માત્ર વધારે લખવું. પછી જમે ઉધારનું બિલાડું ખેંચીને જમે ઉધારની રકમો જમે ઉધારમાંજ લીટીને આરંભે
ર. કરી તેમાં રકમો લખીને તેરિક વાર લખવો.

એ પછી જમેની રકમો ઉધારની રકમોના પેટામાં અથવા ઉધારની રકમો જમેની રકમોના પેટામાં આખી કે કટકે કટકે સમાવવી. તે એવી રીતે કે આગલી તેરિકની રકમો હોય તેના પેટામાં પાછલી તેરિકની રકમોને લખવી તે એટલે સુધી કે મોટી રકમોનું પેટું ભરાઇ જાય, ને જો પેટામાં છેલ્લી રકમ બરોબર સમાતી ન હોય તો જેટલો આંકડો સમાય તેટલો લખીને તે પાછો અસલ રકમના પેટામાં લેવો. જે રકમો કે તેના કટકા સામે પારમાં સમાસ થઇ જાય, તે અસલ રકમો કે તેના કટકા ઉડી ગયા, માટે તેપર મીંડાં ચડાવતાં જવું. એવી રીતે જમે ઉધારમાં છેવટ લગી કરતા જવું અને છેવટ જે બાકી રહે તે જો જમેમાં હોય તો ત્યાં દેવા ને ઉધારમાં હોય તો ત્યાં લહેણા કરી લખવા. નીચે એક ખાતું, જેના વ્યાજના તેમાં પેટાભરેલા છે, અને છેવટે સુદલ ખેંચેલી છે તેપરથી શિખનારે વધુ સમજણ મેળવી લેવી.

### ખાતાવહી પા ૩૧

મારવાડી ગેમાજી હેદાજીના ખાતાનો આંકડો સંવત ૧૯૫૬ની સાલનો

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૫૦૦) | માગસર વદ ૫ ને વાર શુકરે | ૬૦૦) | કારતક શુદ ૨ ને વાર રવેઉ |
| ૩૦૦) | પોષ શુદ ૧૫ ને વાર સોમે | ૧૨૦) | માગસર વદ ૮ ને વાર સોમે |
| ૪૫૦) | ફાગણ વદ ૭ ને વાર શુકરે | ૪૦૦) | ફાગણ શુદ ૧૫ ને વાર શુકરે |
| ૮૦) | અષાઢ વદ ૩ ને વાર રવેઉ | ૯૦) | અષાઢ વદ ૬ ને વાર સોમે |
| ૧૫૦૦) | આસો વદ ૭ ને વાર સોમે | ૧૨૧૦) | |
| ૨૮૩૦) | | | |

## વ્યાજવહી.

આ૦ ગોમાજી હેમાજીનું વ્યાજ સંવત ૧૯૫૬ની સાલનું ખાતાવહી પાં૦ ૩૧

| જ | ઉ |
|---|---|
| ૦ રૂ. ૫૦૦) માગસર વદ ૫ શુકરે. | રૂ. ૬૦૦) કારતક શુદ ૨ રવેઉ. |
| રૂ. ૩૦૦) પોષ શુદ ૧૫ સોમે. | રૂ. ૫૦૦) |
| ૦ રૂ. ૧૦૦) | રૂ. ૧૦૦) |
| ૦ રૂ. ૧૨૦) | રૂ. ૧૨૦) માગસર વદ ૮ સોમે. |
| રૂ. ૮૦) | રૂ ૪૦૦) ફાગણ શુદ ૧૫ શુકરે. |
| રૂ. ૪૫૦) ફાગણ વદ ૭ શુકરે. | ૦ રૂ. ૮૦) |
| ૦ રૂ. ૩૨૦) | રૂ. ૩૨૦) |
| રૂ. ૯૦) | ૦ રૂ. ૯૦) અષાઢ વદ ૬ ભોમે. |
| રૂ. ૪૦) | ૦ રૂ.૧૬૨૦) આસો વદ ૦)) ભોમે સુદલ બાકી. |
| રૂ. ૮૦) અષાઢ વદ ૩ રવેઉ. | ૦ રૂ. ૪૦) |
| રૂ.૧૫૦૦) આસો વદ ૭ સોમે. | ૦ રૂ. ૮૦) |
| | ૦ રૂ.૧૫૦૦) |

તારીજ

| જ | ઉ |
|---|---|
| ૧૬૨૦) મુદલ દેવા<br>વ્યાજનો સર ટકા બાર લેખે<br>બાકી દેવા સંવત ૧૯૫૭ના<br>કારતક શુદ ૧ વાર સુધી. | |

ઉપર પ્રમાણે વ્યાજનું ખોખું (આકૃતિ) લખ્યા પછી મીંડાંવાળી ઉડી ગયેલી રકમો કે પેટા રકમોને મુકી દેતાં બાકી રહેલી રકમો કે પેટા રકમોના પેટામાં આગલી પાછલી મિતિપરથી દરેકની મુદત નક્કી કરી લખવી. તે એવી રીતે કે જે રકમ પેહેલી મિતિની હોય તે દિવસથી બીજી રકમની મિતિ સુધી (જે મિતિમાંથી તે ઉડીને આવી હોય તે મિતિ સુધી) તિથિઓ પ્રમાણે મહિના તથા દિવસો ગણવા, તેમાં જેટલા મહિના આય તેટલાના મહિને અરધા દિવસ લેખે જે દહાડા થાય તે તેમાંથી બાદ કરવા, બાકી જે મહિના તથા દિવસ રહે તે તેની મુદતનો આસરો થયો. પણ તે વારોવારે નક્કી કરવા માટે આવેલા મહિનાના પખવાડીઆ જેટલા વાર, આગલી મિતિના વારથી ગણતાં, છેલ્લો જે વાર આવે તે મુકીને તેની જોડના વારથી પાછલી (જે મિતિમાંથી રકમ ઉડીને આવી હોય તે) મિતિના વાર સુધી ગણવું, પણ છેલ્લો વાર ગણવામાં લેવો નહી* તે એટલે સુધી ગણવું કે પેહેલે મુદતનો જે આસરો કરયો હોય તેની લગભગ આવી રહે.

દાખલા તરિકે આપણે ઉપર આપેલા મારવાડી ગોમાજી હેઠાજીના વ્યાજના ખોખામાંની એક રકમ મુદત ભરવાને લઇએ. પેહેલી મિતિ ઉધારમાંની કારતક સુદ ૨ ને રવેઉની રકમ રૂ ૫૦૦ની છે. એ મિતિથી (જમેમાંની જે મિતિમાંથી એ રકમ ઉડીને આવી છે તે) પાછલી મિતિ માગસર વદ ૫ ને શુકરે સુધી, તિથિઓ પ્રમાણે ગણતાં માસ ૧।૩ દિવસ થયા. તેમાં માસ ૧॥ છે તેના અરધા દિવસ લેખે (દહાડો ૦॥ થયો પણ તેનો) દહાડો ૧ તેમાંથી બાદ કરતાં માસ ૧॥૨ દિવસ મુદતનો આસરો થયો. હવે તેને વારોવારે નક્કી કરવા માટે ૧॥ મહિનાના ૩ પખવાડીઆ, માટે ત્રણ વાર પેહેલી મિતિના રવેઉથી ગણતાં (રવી સોમ ને ભોમ) ભોમે આવશે તે મુકીને તેના જોડનું વાર બુધેથી (જે મિતિમાંથી રકમ ઉડીને આવી છે તે) પાછલી મિતિના વાર શુકરે જે છેલ્લો વાર છે તે મુકીને ગુરૂ સુધી, બુધ ને ગુરૂ ગણતાં ઉપરના ૨ દિવસ આવીને નક્કી મુદત મહિનો ૧॥૨ દિવસ થાય છે, જે મુદતના આસરા સાથે મળી રહે છે.

એ રીતે ખોખામાં મુદત ભરયા પછી દરેક રકમને તેની મુદતપરથી સર† ઉપજાવી રકમ કે પેટા રકમને માથે લખવો. પેટા રકમોપર જે

---

*ખાતો ચુક્તે કરવા અમુક મીતીએ કે સાલ આખરે હિસાબ નક્કી કરવો હોય ત્યારે પાછલી મીતીનો છેલ્લો વાર પણ ગણવામાં લેવો.

†સર ગણવાની પેહેલે "વ્યાજનો હીસાબ કરવાની રીત" બતાવવામાં આવી છે તેજ રીત અહીયાં પણ લાગુ પડે છે.

સર આવ્યા હોય તેનો સરવાળો કરી તે રકમને માથે ચઢાવી લેવો. પછી જમેના સરનો સરવાળો જમે બાજુએ કરવો ને ઉધારની સરનો સરવાળો ઉધાર બાજુએ કરવો.

પછી જમે ઉધારના વ્યાજનો દર સરખો હોય તો વધારે સરમાંથી, ઓછો સર બાદ કરી બાકી જે દેવા કે લેહેણા સર રહે તે તારીજમાં મુદલ (દેવા કે લેહેણા) ખેંચ્યા પછી લીટીના આરંભે વ્યાજનો સર કરીને તેમાં લખીને લીટીને છેડે વ્યાજનો દર લખવો,* અને જો જમે ઉધારના વ્યાજનો દર જુદો જુદો હોય તો વ્યાજના બેઉ તરફના સર તારીજમાં મુદલ (દેવા કે લેહેણા) ખેંચ્યા પછી જમે ઉધાર બેઉ તરફે લીટીના આરંભે વ્યાજનો સર કરીને તેમાં લખીને લીટીના છેડે વ્યાજના જે જે દર હોય તે લખવા. એટલું કીધા પછી સર† ને વ્યાજના દરે ગુણીને ૧૦૦ એ ભાગતાં વ્યાજના જે રૂપીઆ વ૦ આવે તે વ્યાજની લીટીને માથે ચઢાવવા. પછી તારીજમાં સરવાળો કરી જમે ઉધારની બાકી કાઢતાં. લેહેણું કે દેવું જે નિકળે તે પ્રમાણે નવા વરષમાં ખાતું પાડીને લખવું

**દાખલા** તરિકે આગળ આપેલા મારવાડી ગોમાઝી હેઠાઝીનો વ્યાજનો પેટા ભરેલો આખો આંકડો તેની તારીજ સાથે નીચે ફરીથી આપ્યો છે, જેમાંની રકમોમાં મુદત અને તેપરથી માથે સર લખેલા છે, બાકી મુદલ તથા વ્યાજનો સર તારીજમાં ખેંચેલા છે, અને વ્યાજના દરથી વ્યાજની લીટીપર વ્યાજની રકમ ચઢેલી છે. છેલ્લે તારીજમાં દેવું નિકળે છે તે પ્રમાણે નવા વરષમાં ખાતું પાડીને તે લખવાનું બતાવેલુ છે, જે પરથી શિખનાર પુરતી સમજણ લઇ શકશે.



---

* જુઓ આગલ મારવાડી ગોમાઝી હેઠાઝીના વ્યાજની તારીજ,

† આગલ "વ્યાજનો હિસાબ કરવાની રીત"માં બતાવ્યા પ્રમાણે.

## વ્યાજવહી

મા૦ ગોમાજી હેઠાજીનું વ્યાજ સંવત ૧૯૫૬ની સાલનું ખાતાવહી પાં૦ ૩૧

જ

૦ રૂ ૫૦૦) માગસર વદ ૫ શુક્રે
૧૫૭ રૂ ૩૦૦) પોષ શુદ ૧૫ સોમે
૦ રૂ ૧૦૦)
૦ રૂ ૧૨૦)
૧૫૭ રૂ ૮૦) માસ ૧॥૧૪
૧૫૭

૬૩૪॥ રૂ ૪૫૦) ફાગણ વદ ૭ શુક્રે
૦ રૂ ૩૨૦)
૩૪૮ રૂ ૯૦) માસ ૩॥૧૧
૨૮૬॥ રૂ ૪૦) માસ ૭)૫
૬૩૪॥

૨૬૭ રૂ ૮૦) અષાઢ વદ ૩ રવેઉ
માસ ૩)૧૧
૪૫૦ રૂ ૧૫૦૦) આસો વદ ૭ સોમે
માસ ૦)૯
૧૫૧૧
માંથી બાદ ૧૧૭૮॥
૩૩૨॥ સર બાકી દેવા

ઉ

૧૦૨૦ રૂ ૬૦૦) કારતક શુદ ૨ રવેઉ
૭૮૩ રૂ ૫૦૦) માસ ૧॥૨
૨૩૬॥ રૂ ૧૦૦) માસ ૨)૧૧
૧૦૨૦

૮૪ રૂ ૧૨૦) માગસર વદ ૮ સોમે
માસ ૦॥૬
૭૪॥ રૂ ૪૦૦) ફાગણ શુદ ૧૫ શુક્રે
૦ રૂ ૮૦)
૭૪॥ રૂ ૩૨૦) માસ ૦)૭
૭૪॥

૦ રૂ ૯૦) અષાઢ વદ ૬ ભોમે
૦ બાકી દેવા રૂ ૧૬૨૦) આસો
વદ ૦)) ભોમે
૦ રૂ ૪૦)
૦ રૂ ૮૦)
૦ રૂ ૧૫૦૦)
૧૧૭૮॥

તારીજ — સંવત ૧૯૫૭ના કારતક સુદ ૧ સુધી

જ

૧૬૨૦) મુદ્દલ દેવા
*૨)ના વ્યાજનો સર ૩૩૨
ટકા ૦॥= લેખે
૧૬૨૨)ના બાકી દેવા.

ઉ

* આ વ્યાજની રકમ નોંધમાં વ્યાજ ખાતે ઉધારી તારીજમાં મારવાડી ગોમાજી હેઠાજીને ખાતે જમે કરવી જે પરથી ખાતાવહીમાં ખતવાશે એટલે ખાતાવહીમાં બાકી મુદ્દલ દેવા રૂ ૧૬૨૦) છે તે સાથે સરવાળો થતાં બાકી દેવા રૂ ૧૬૨૨)-ા નીકળશે કે જેથી નવી ખાતાવહીમાં સંવત ૧૯૫૭ ના કારતક શુદ ૧ વાર સુધીના દેવા લખેલા છે તેની બરોબર આવી રહેશે.

( નવી ખાતાવહી )

મારવાડી ગોમાજી હેઠાજીનું ખાતું સંવત ૧૯૫૭ની સાલનું પાં. ૧

જ ઉ

૧૬૨૨)ના બાકી દેવા કારતક શુદ ૧
વાર બુધે સંવત ૧૯૫૬ની
ખાતાવહી પાને ૩૧ થી

## વ્યાજ અને વ્યાજના દરપરથી મુદલ કાઢવાના હિસાબ.

વર્ષે અમુક વ્યાજના દરે દર વર્ષે અમુક વ્યાજ આવે છે તેપરથી મુદલ કાઢવું હોય તો વ્યાજની રકમ ઉપર બે સૂન્ય ચઢાવી તેને વ્યાજના દરે ભાગવા, અને મહિને અમુક વ્યાજના દરે દર મહિને અમુક વ્યાજ આવે છે તેપરથી મુદલ કાઢવું હોય તો વ્યાજની રકમના આના કરવા અને તેની ઉપર બે સૂન્ય ચઢાવી તેને વ્યાજના દરના આના વડે ભાગવા ને જે આવે તે મુદલ રૂપીઆ થશે.

દાખલો—વર્ષે ૫ ટકા પ્રમાણે દર વર્ષે ૩૦ રૂપીઆ વ્યાજ આવે છે તો મુદલ શું?

વ્યાજની રકમ રૂપીઆ
૩૦
તેપર ૦૦ ચઢાવવી
૫)૩૦૦૦(૬૦૦ રૂપીઆ.
૩૦૦૦
૦૦૦૦ જવાબ—મુદલ રૂ ૬૦૦

દાખલો-મહિને રૂ ॥ પ્રમાણે દર મહિને રૂ ૩॥ વ્યાજ આવે છે તો મુદલ શું?

વ્યાજની રકમ રૂપીઆ
૩॥
આના કરવાને ૧૬ એ ગુણવા
૫૬
તેપર ૦૦ ચઢાવવાં
૭)૫૬૦૦(૮૦૦ રૂપીઆ
૫૬૦૦
૦૦૦૦ જવાબ—મુદલ રૂ ૮૦૦

# ભાગ ૭ મો.



## વટાવ ચઢતા ટકા મુદત વીમો કમીશન અને દલાલી.

**વટાવ**—કેટલાક માલમાં ભાવથી તેની કીમત કરીને હિસાબ ચુકવતાં તેમાંથી અમુક ટકા પ્રમાણે કાપવામાં આવેછે તેને વળતર કે વટાવ કહે છે.

**ચઢતા ટકા**—કેટલાક માલમાં ભાવથી તેની કીમત કરીને હિસાબ ચુકવતાં તે પર સેંકડે અમુક ટકા પ્રમાણે ચઢાવી આપવામાં આવે છે તેને ટકા ચઢતા કહેછે.

**મુદત**—કોઇ રકમ અમુક મુદતે દેવી હોય અને તે મુદતની પેહેલાં અથવા તે મુદત વિત્યા પછી તે રકમ ચુકતી થાય તો તે ઓછી કે વત્તી થયેલી મુદતની કસરનું હિસાબમાં વાલવું કે ચઢાવવું પડે છે તેને મુદત કહે છે.

**વીમો**—હરકોઇ માલ મિલકત યા જીંદગીનો જોખમ બીજા કોઇ પર ઠરવી દેવો તેને વીમો કહે છે.

**કમીશન**—માલની ખરીદી કે વેચાણુ કરવાનું કામ કોઇને સોંપવામાં આવે, તેને બદલે તેને રકમ ઉપર માલ પ્રમાણે વધતું ઓછું સેંકડે જે આપવું પડે તેને કમીશન અથવા હકસાઇ કહેછે.

**દલાલી**-એ આસામીમાં ખરીદી કે વેચાણનો સોદો જમાવી આપવા બદલ રકમપર માલ પ્રમાણે વધતું કે ઓછું દર સેંકડે જે આપવું પડે તેને દલાલી કહે છે.

ઉપલી સર્વ બાબતના હિસાબની રીત એકસરખી છે. રકમને જે દર હોય તેથી ગુણવું અને જે આવે તે દોકડા થયા. દોકડાના રૂપીઆ કરીને હિસાબ ચુકવવો.

**દાખલો**—રૂ ૪૫૦૦ના માલ વેચાણની ટકા ૨ લેખે કેટલી હકસાઇ થશે ?
૪૫૦૦ × ૨=૯૦૦૦ દોકડા, તેના રૂ ૯૦ એ હકસાઇ થઇ, એ જવાબ.



## લોન અને શેરની સમજણ.

**લોન**–કોઇ રાજ્યને પૈસાની જરૂર પડે છે, ત્યારે રાજ્યની સ્થીતિ પ્રમાણે રાજા દર વરસે દર સેંકડે વ્યાજ ઠેરવી આપી લોકો પાસેથી નાણુ મેળવે છે, અને ખત દાખલ તેનો લેખ કરી આપે છે, તે લેખને **લોન** કહે છે. દેશમાં પાક સારો હોય, બજારમાં નાણાની છુટ હોય, અને રાજ્યમાં સલાહ શાંતી અને આબાદી હોય તો રાજ્યને થોડે વ્યાજે ઘણા રૂપીઆ મળે છે. પરંતુ જો દેશમાં લઢાઇ ચાલતી હોય, દુકાળ પડયો હોય, અથવા બજારમાં નાણાની છુટ ન હોય તો રાજ્યને રૂપીઆ મેળવવાને વ્યાજ ઘણું આપવું પડે છે. બીજી વસ્તુઓની પેઠે લોન વેચી શકાય છે, અને તેથી ગમે તે વખતે આપણને આપણું નાણું તે વખતના બજારભાવ પ્રમાણે ઓછું વધતું મળે છે. જો રાજ્યની હાલત સારી હોય અને ખરીદ કરનાર ઘણા હોય તો લોનનો ભાવ વધે છે. પરંતુ જ્યારે રાજ્યમાં લઢાઈ હોય અથવા દેશ ઉપર કોઇ પ્રકારની આફત આવી હોય તો લોનનો ભાવ ઉતરી જાય છે.

**શેર**–ઘણા જણ એકઠા થઇ, કોઇ વેપાર અથવા ઉદયોગ કરવાને ભાગ રાખી નાણાનો એક ભંડોળ એકઠો કરે ને તેમાંથી વેપાર કરે તેમાં કોઈ કંઇ વ્યાજ ઠરાવી આપતું નથી, પણ ભાગ પ્રમાણે નફો કે તોટો વેંચી લેવામાં આવે છે. એવા ભાગ દાખલના લેખ કરે છે તે લેખને **શેર** કહે છે. શેર પણ એક બીજાને તે વખતના બજારભાવ પ્રમાણે વેચી શકાય છે. વેપાર કે ઉદયોગ નફાકારક સારો ચાલતો હોય તો શેરનો ભાવ વધે છે, અને તેમાં ખાદ ગઇ હોય તો શેરનો ભાવ ઉતરી જાય છે.

### લોન અને શેરના પ્રિમિયમ અને ડિસ્કાઉન્ટની સમજણ.

રૂ ૧૦૦ આપવાથી રૂ ૧૦૦ ની લોન અથવા શેર મળે તો તે **સરભરનો** ભાવ કહેવાય, રૂ ૧૦૦ ની કીમતની લોન અથવા શેર લેવાને રૂ ૧૦૦ કરતાં વધારે આપવા પડે તો, ૧૦૦ કરતાં જેટલા વધારે આપવા પડે તેટલા ટકા સૈકડે "પ્રિમિયમ" કહેવાય, અને રૂ ૧૦૦ ની કીમતની લોન અથવા શેર લેવાને રૂ ૧૦૦ કરતાં ઓછું આપવું પડે, તો જેટલું ઓછું આપવું પડે તેટલું સૈકડે "ડિસકાઉન્ટ" કહેવાય છે.



# નફા તોટાના હિસાબ.

કોઇ પણ વેપારમાં જેટલી રકમ રોકી હોય તેના કરતાં વત્તી રકમ ઉપજે તો જેટલી વત્તી ઉપજી તેટલો મૂળ રકમ ઉપર નફો થયો કહેવાય, અને મુડી કરતાં ઓછા પૈસા ઉપજે તો જેટલા ઓછા આવે તેટલી મુડી ઉપર ખોટ ગઇ કહેવાય.

અમુક વેપારમાં કુલે અથવા સૈકડે અમુક નફો અથવા ખોટ જશે તે વગેરે જાણવું વ્યવહારી કામમાં ઘણું ઉપયોગી છે, જેના જુદી જુદી રીતના થોડાક દાખલા નીચે આપી હિસાબ બતાવેલા છે.

**દા. ૧** એક વેપારીએ રૂ ૧ ની ૫ શેર લેખે ૧૫ મણ સોપારી લીધી અને પછી રૂ ૧ ની ૪ શેર લેખે વેચી ત્યારે તેને કુલ અને સૈકડે નફો શું થશે ?

**કુલે નફો ગણવાને**–મણ ૧૫ ના શેર કરી ૫ એ ભાગવાથી બેસત અને ૪ એ ભાગવાથી ઉપજ થશે. ઉપજમાંથી બેસત બાદ કરતાં બાકી જે રહે તે કુલે નફો થયો–

$$૧૫\times૪૦=૬૦૦\div\begin{cases}૫=૧૨૦ \text{ રૂ. બેસત થઇ.}\\ ૪=૧૫૦ \text{ રૂ. ઉપજ થઈ.}\end{cases}$$

ઉપજ રૂ. ૧૫૦–બેસત રૂ ૧૨૦=૩૦ **રૂ. કુલે નફો જવાબ.**

**સૈકડે નફો ગણવાને**–કુલે નફાને ૧૦૦ એ ગુણી બેસતે ભાગવાથી સૈકડે નફો થયો–૩૦×૧૦૦=૩૦૦૦÷૧૨૦=**૨૫ રૂ સૈકડે નફો** જવાબ.

**દા. ૨.** એક વેપારીએ રૂ. ૧।। ની રતલ લેખે ૧।। મણ ચા લીધી, હવે સૈકડે ૧૦ ટકા નફો મેળવવો હોય તો રતલ કેમ વેચવી.

મણ ૧।। ના રતલ ૪૨ ના દર રૂ ૧।। લેખેની રૂ ૬૩ બેસત થઇ. હવે ૧૦૦ ના ૧૧૦ ઉપજાવવા છે માટે બેસતને ૧૧૦ એ ગુણી ૧૦૦ એ ભાગવાથી મણ ૧।। ની કેટલી કીમત ઉપજાવવી તે અને તેને ૪૨ એ ભાગવાથી રતલ કેમ વેચવી તે જણાશે.

૬૩×૧૧૦=૬૯૩૦÷૧૦૦= **રૂ** ૬૯)૩૦ દો એટલી કીમત મણ ૧।। ની ઉપજાવવી.

રૂ ૬૯)૩૦÷૪૨=**રૂ ૧।। ૧૫ દોકડા લેખે રતલ વેચવી એ જવાબ.**

**દા. ૩.** એક માણસે એક શાલ ૨૧ રૂ. વેચી તેમાં તેને સૈકડે ૫ રૂ. નફો થયો ત્યારે મૂળ કીમત શું ?

સૈકડે ૫ રૂ. નફો એટલે ૧૦૦ ના ૧૦૫ ઉપજ્યા છે માટે ૨૧ ને ૧૦૦ એ ગુણી ૧૦૫ એ ભાગવાથી મૂળ કીમત આવશે.

૨૧×૧૦૦=૨૧૦૦÷૧૦૫=૨૦ રૂ. મૂળ ખરીદ જવાબ.

દા. ૪. એક વેપારીએ રૂપીઆની ૧૧ મણ લેખે બાજરી વેચી તેમાં તેને સેંકડે ૧૦ ટકા ખોટ ગઇ ત્યારે તેણે શા ભાવે મણ લીધી હશે.

સેંકડે ટકા ૪ ખોટ એટલે ૧૦૦ ના ૯૬ ઉપરજ્યા માટે ૧૦૦ ને ૯૬ એ ભાગતાં મણ ૧૧ ની બેસત થાય, પણ મણ ૧ ની બેસત લાવવાને ૯૬ સવાયું ૧૨૦ થી ૧૦૦ ને ભાગતાં મણનું બેસત-ભાવ આવશે-

```
       રૂ.
       ૧૦૦
  ×     ૧૬ એ આના કરવાને
   ૧૨૦)૧૬૦૦(૧૩ આના
       ૧૫૬૦
       ----
         ૪૦
         ૧૨
       ----
   ૧૨૦)૪૮૦(૪ પઇ
       ૪૮૦
       ----
       ૦૦૦
```

જવાબ—૧૩ આના ૪ પઇ લેખે ૧ મણ લીધી.

---

## પ્રમાણુ ભાગના હિસાબ.

પ્રમાણુ ભાગના હિસાબ એટલે અનેક પ્રમાણુ તેના મૂળ પ્રમાણુ પ્રમાણે ન્હાના અથવા મોટા જથ્થામાં કેટલું કેટલું હોવું જોઇએ તેની ગણતરી.

**હિસાબની રીત**—આપેલી સંખ્યાના પ્રમાણમાં ભાગ કરવાના છે તે સંખ્યાને પ્રમાણમાં લાવવાની સંખ્યાએ ગુણીને પ્રમાણમાં લાવવાની બધી સંખ્યાઓના સરવાળા એ ભાગવું. એ પ્રમાણે પ્રમાણમાં લાવવાની જેટલી સંખ્યાઓ હોય તેટલા પ્રમાણુ કરી લેવા. **દાખલાઓ**—

દા. ૧. ચુનો મણ ૩ તો રેતી મણ ૪ અને માટી મણ ૬ જોઇએ તો એ પ્રમાણે ૯૧ મણમાં દરેક જણસ કેટલી કેટલી જોઇશે?

```
                 ૯૧            ૯૧            ૯૧
                  ૩             ૪             ૬
૩+૪+૬=     ૧૩)૨૭૩(૨૧     ૧૩)૩૬૪(૨૮     ૧૩)૫૪૬(૪૨
               ૨૭૩           ૩૬૪           ૫૪૬
               ---           ---           ---
               ૦૦૦           ૦૦૦           ૦૦૦
```

*જવાબ—ચુનો મણ ૨૧, રેતી મણ ૨૮ ને માટી મણ ૪૨

---

* તાલો-બધા ભાગોનો સરવાળો આવેલી સંખ્યાની બરોબર થવો જોઈએ, જેમકે-૨૧+૨૮+૪૨=૯૧ થયા.

દા. ૨ બંદુકના દારૂમાં ૭૫ ટકા સુરોખાર ૧૫ ટકા કોયલા અને ૧૦ ગંધક છે ત્યારે મણ દારૂ કરવામાં દરેક પદાર્થ કેટલો જોઈએ ?

એટલે ૭૫+૧૫+૧૦=૧૦૦ શેર દારૂમાં ૭૫ શેર સુરોખાર ૧૫ શેર કોયલા અને ૧૦ શેર ગંધક થયું માટે—

| | | | |
|---|---|---|---|
| | મણ ૧ | ૧ | ૧ |
| શેર કરવાને × | ૪૦ | ૪૦ | ૪૦ |
| | ૪૦ | ૪૦ | ૪૦ |
| × | ૭૫ | ૧૫ | ૧૦ |
| | ૧૦૦)૩૦૦૦(૩૦ | ૧૦૦)૬૦૦(૬ | ૧૦૦)૪૦૦(૪ |
| | ૩૦૦૦ | ૬૦૦ | ૪૦૦ |
| | ૦૦૦૦ | ૦૦૦ | ૦૦૦ |

જવાબ—સુરોખાર શેર ૩૦ કોયલા શેર ૬ ને ગંધક શેર ૪

દા. ૩ રૂ.૧૦૦૦ **અ**, **બ** અને **ક** એ ત્રણ જણાને વેંચી આપો, એવી રીતે કે **અ** થી **બ** ને સવાયું અને **ક** ને દોઢું મળે.

એટલે **અ** ને રૂ ૧ તો **બ** ને રૂ ૧। અને **ક** ને રૂ ૧॥ એવો આ દાખલો થયો માટે—

| | | | |
|---|---|---|---|
| | ૧૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| | × ૧ | ૧। | ૧॥ |
| ૧+૧।+૧॥= | ૩॥।)૧૦૦૦(૨૬૬ | ૩॥।)૧૨૫૦(૩૩૩ | ૩॥।)૧૫૦૦(૪૦૦ |
| | ૯૯૭॥ | ૧૨૪૮॥। | ૧૫૦૦ |
| | ૨॥ | ૧। | ૦૦૦૦ |
| | ૧૬ | ૧૬ | |
| | ૩॥।)૪૦(૧૦ | ૩॥।)૨૦(૫ | |
| | ૩૭॥ | ૧૮॥। | |
| | ૨॥ | ૧। | |
| | ૧૨ | ૧૨ | |
| | ૩॥।)૩૦(૮ | ૩॥।)૧૫(૪ | |
| | ૩૦ | ૧૫ | |
| | ૦૦ | ૦૦ | |

જવાબ—**અ** ને રૂ ૨૬૬–૧૦–૮ **બ** ને રૂ ૩૩૩–૫–૪ ને **ક** ને રૂ૪૦૦

## પંત્યાળું.

કેટલાએક ભાગીદારોએ મળીને કરેલા કોઇ પણ વેપારમાં થયેલો નફો અથવા તોટો, ભાગીદારો વચ્ચે વેંચી લેવાની રીતને પંત્યાળું કહે છે. પંત્યાળાના બે પ્રકાર છે. બધા ભાગીદારોથી થએલી રકમને બંડોળ કહે છે.

૧–જ્યારે બધા ભાગીદારોના પૈસા કોઇ વેપારમાં એક સરખી મુદત સુધી રહે, ત્યારે તે વેપારમાં થયેલો નફો તોટો વેંચી લેવાની રીતને એકવડું પંત્યાળું કહે છે.

આવી જાતના દાખલા બંડોળ પ્રમાણે નફાની વેચણી થાય માટે પ્રમાણ ભાગની *રીતેજ થાય છે. જેમકે–

**દા. ૧ અ, બ, ને ક** એ પંત્યાળો વેપાર કરયો તેમાં **અ** ના ૫૦૦, **બ** ના ૬૨૫ અને **ક** ના ૭૫૦ રૂ. છે પછી તે વેપારમાં ૧૦૦૦ રૂ. નફો થયો તે ત્રણે જણે શી રીતે વેચી લેવો.

| | | |
|---|---|---|
| ૧૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| × ૫૦૦ | ૬૨૫ | ૭૫૦ |
| ૧૮૭૫)૫૦૦૦૦૦(૨૬૬ | ૧૮૭૫)૬૨૫૦૦૦(૩૩૩ | ૧૮૭૫)૭૫૦૦૦૦(૪૦૦ |
| ૪૯૮૭૫૦ | ૬૨૪૩૭૫ | ૭૫૦૦૦૦ |
| ૧૨૫૦ | ૬૨૫ | ૦૦૦૦૦૦ |
| ૧૬ | ૧૬ | |
| ૧૮૭૫)૨૦૦૦૦(૧૦ | ૧૮૭૫)૧૦૦૦૦(૫ | |
| ૧૮૭૫૦ | ૯૩૭૫ | |
| ૧૨૫૦ | ૬૨૫ | |
| ૧૨ | ૧૨ | |
| ૧૮૭૫)૧૫૦૦૦(૮ | ૧૮૭૫)૭૫૦૦(૪ | |
| ૧૫૦૦૦ | ૭૫૦૦ | |
| ૦૦૦૦૦ | ૦૦૦૦ | |

**જવાબ–અને રૂ ૨૬૬ ૧૦–૮ બને રૂ ૩૩૩–૫–૪ ને કને રૂ ૪૦૦**

ટીકા.–કોઇ પણ દેવાળીઆની મિલકત તેના લેહેણુદારો વચ્ચે આજ રીતે વેંચી શકાય.

---

* જુઓ પ્રમાણ ભાગના હિસાબની રીત પા૦ ૮૪

દા. ૨ એક દેવાળીઆને ત્રણ લેણુદાર હતા. એક રૂ ૨૦૦ માગતો બીજો રૂ ૩૦૦ માંગતો અને ત્રીજો રૂ ૪૦૦ માગતો અને તેની મિલકત રૂ ૫૪૦ ની હતી, તો દરેક લેણુદારને શું મળશે?

| | | |
|---|---|---|
| ૫૪૦ | ૫૪૦ | ૫૪૦ |
| × ૨૦૦ | ૩૦૦ | ૪૦૦ |
| ૯૦૦)૧૦૮૦૦૦(૧૨૦ | ૯૦૦)૧૬૨૦૦૦(૧૮૦ | ૯૦૦)૨૧૬૦૦૦(૨૪૦ |
| ૧૦૮૦૦૦ | ૧૬૨૦૦૦ | ૨૧૬૦૦૦ |
| ૦૦૦૦૦૦ | ૦૦૦૦૦૦ | ૦૦૦૦૦૦ |

જ૦-પહેલાને રૂ ૧૨૦ બીજાને રૂ ૧૮૦ ને ત્રીજાને રૂ ૨૪૦

દા ૩ એક મુકાદમની ટોળીમાં છ ભાગીદાર હતા. પહેલા મુકાદમનો ભાગ આના ૧૬ બીજાનો ૧૫ ત્રીજાનો ૧૪ ચોથાનો ૧૩ પાંચમાનો ૧૨ અને છઠ્ઠાનો ૮ આના છે, અને તેઓએ રૂ૩૦૦૩ાા૦ાા પેદા કીધા, તે છએ જણે શી રીતે વેંચી લેવા.

આમાં રૂ૩૦૦૩ાા૦ાા ને દરેક પ્રમાણમાં લાવવાની સંખ્યાએ જુદા જુદા ગુણાકાર કરવા અને તે દરેક રકમને સરવાળાના આના ૭૮ એ જુદા જુદા ભાગાકાર કરવાના છે. પણ એવો હિસાબ ટુંકામાં કરવાને પ્રથમ રૂ૩૦૦૩ાા૦ાા ને સરવાળાના આના ૭૮એ ભાગીને દરેક આને શું આવે છે, તે નકકી કરવું અને તેને દરેક પ્રમાણમાં લાવવાની સંખ્યાએ જુદા જુદા ગુણાકાર કરવા. જેમકે—

૭૮)૩૦૦૩ાા૦ાા(૩૮ રૂપીઆ
૨૯૬૪
૩૯ાા૦ાા
દોકડા કરવાને × ૧૦૦
૭૮)૩૯૭૮(૫૧ દોકડા
૩૯૭૮
૦૦૦૦ રૂ૩૮ાા ૧ દોકડો દરેક આને આવ્યું માટે—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૮ાા૧ | ૩૮ાા૧ | ૩૮ાા૧ | ૩૮ાા૧ | ૩૮ાા૧ | ૩૮ાા૧ |
| × ૧૬ | ૧૫ | ૧૪ | ૧૩ | ૧૨ | ૮ |
| રૂ. ૬૧૬)૧૬ | ૫૭૭ાા૭૫ | ૫૩૯)૧૪ | ૫૦૦ાા૧૩ | ૪૬૨)૧૨ | ૩૦૮)૮ |
| જ.-પહેલાને | બીજાને | ત્રીજાને | ચોથાને | પાંચમાને | છઠ્ઠાને |

એવકું પલ્યાળું–

૨–જ્યારે કોઇ પણ વેપારમાં જુદા જુદા ભાગીદારોના પૈસા જુદા જુદા વખત સુધી રહે છે ત્યારે તેનો નફો તોટો વેચવાની રીતને એવકું પંત્યાળું કહેછે.

રીત–બધી મુડીઓ એકજ નામની કરવી, અને બધા કાળ પણ એકજ નામના કરવા. પછી દરેક મુડી અને તે જેટલા કાળ સુધી રહી હોય તે બેનો ગુણાકાર કરવો. એ ગુણાકાર નવી મુડીઓ છે એમ ધારી એકવડા પંત્યાળા પ્રમાણે હિસાબ કરવો.

દા. ૧ રૂ.૮૦૦ લઇને **અ**એ વેપાર શરૂ કર્યો, પછી ત્રણ મહિના કેડે તે વેપારમાં ૧૦૦૦ રૂ. આપીને **બ** મળ્યો. પછી તે વેપારમાં ૬ મહિના કેડે ૩૩૦ રૂ. નફો થયો તે શી રીતે વેચવો.

આ વેપારમાં **અ**ના ૮૦૦ રૂ. ૯ મહિના રહ્યા એટલે ૮૦૦×૯=૭૨૦૦ રૂ. એક મહિનો રહે તેની બરોબર થયું. અને **બ**ના ૧૦૦૦ રૂ. ૬ મહિના રહ્યા માટે ૧૦૦૦×૬=૬૦૦૦ રૂ. એક મહિનો રહે તેની બરોબર થયું.

**અ**ના ૭૨૦૦ અને **બ**ના ૬૦૦૦ એક મહિનો રહે તેવો આ દાખલો થયો માટે એકવડા પંત્યાળા પ્રમાણે તે નફો ૭૨૦૦ ને ૬૦૦૦ એ પ્રમાણમાં થશે.

```
           ૩૩૦                         ૩૩૦
          ૭૨૦૦                        ૬૦૦૦
૧૩૨૦૦)૨૩૭૬૦૦૦(૧૮૦         ૧૩૨૦૦)૧૯૮૦૦૦૦(૧૫૦
       ૨૩૭૬૦૦૦                       ૧૯૮૦૦૦૦
             ૦                             ૦
```

જવાબ–**અ**નો નફો રૂ ૧૮૦ ને **બ**નો નફો રૂ ૧૫૦

દા. ૨ એક ઉદ્યોગમાં ૨૦ પુરૂષો, ૩૦ સ્ત્રીઓ અને ૧૫ છોકરા ભાગીયા હતા. તેમાં એવી સરત હતી કે એક પુરૂષને ૫ આના મળે તો એક સ્ત્રિને ૩ આના મળે અને એક છોકરાને ૧ આનો મળે. હવે તે ઉદ્યોગમાં બધો નફો ૪૧૦ રૂ. થયો, ત્યારે દરેક પુરૂષ સ્ત્રિ અને છોકરાને શું શું ભાગે આવશે?

આમાં જો ૨૦ પુરૂષનો ભાગ ૨૦×૫=૧૦૦ આના થાય તો ૩૦ સ્ત્રિઓનો ભાગ ૯૦ આના અને ૧૫ છોકરાઓનો ભાગ ૧૫ આના આવે. માટે ૧૦૦+૯૦+૧૫=૨૦૫ આના કુલ–એ પ્રમાણમાં લાવવાની બધી સંખ્યાઓનો સરવાળો થયો.

```
         ૪૧૦             ૪૧૦            ૪૧૦
      ×    ૫               ૩              ૧
  ૨૦૫)૨૦૫૦(૧૦     ૨૦૫)૧૨૩૦(૬      ૨૦૫)૪૧૦(૨
        ૨૦૫૦            ૧૨૩૦            ૪૧૦
        ૦૦૦૦            ૦૦૦૦            ૦૦૦
```

**જવાબ**-દરેક પુરૂષને રૂ ૧૦ સ્ત્રીને રૂ ૬ ને છોકરાને રૂ ૨ ભાગે આવ્યા.

## મિશ્રરાશી.

જુદા જુદા ભાવની વસ્તુઓ કોઇ માણસે લીધી હોય, તો મિશ્ર શા ભાવે પડશે અથવા જુદા જુદા ભાવની વસ્તુઓ અમુક ભાવે પડવાને તે શા પ્રમાણમાં લેવી, એ શોધી કહાડવાની રીતને મિશ્રરાશી કહે છે. એના બે પ્રકાર છે..

**૧** જુદા જુદા ભાવની વસ્તુઓનું વજન આપ્યું હોય તે ઊપરથી મિશ્રનો દર શોધી કહાડવો હોય તોઃ—દરેક ભાવ અને તે ભાવની વસ્તુના વજનનો ગુણાકાર કરીને બધા ગુણાકારના સરવાળાને બધી વસ્તુના વજનના સરવાળાએ ભાગવો.

દા. ૧ એક વેપારીએ ૬ રૂપીએ મણ લેખે ૧૫ મણ, ૭ રૂપીએ મણ લેખે ૧૨ મણ અને ૯ રૂપીએ મણ લેખે ૫ મણ ખાંડ લીધી તો મિશ્રનો ભાવ શો પડશે ?

```
ભાવ રૂ ૬  × ૧૫=૯૦
   —    ૭  × ૧૨=૮૪
   —    ૯  ×  ૫=૪૫
           ૩૨)૨૧૯(૬ રૂ૦
              ૧૯૨
               ૨૭
           ×   ૧૬
           ૩૨)૪૩૨(૧૩ આ.
              ૪૧૬
               ૧૬
           ×   ૧૨
           ૩૨)૧૯૨(૬ પૈ.
              ૧૯૨
              ૦૦૦
```

**જવાબ**-મિશ્ર મણ ૧) રૂ ૬-૧૩-૬ પૈએ પડશે.

આ પ્રમાણે નીચેની જાતના દાખલા પણ થાય છે.

દા. ૨ એક માણુસને રૂ ૧૦૦૦નું કરજ હતું તેમાંથી રૂ ૫૦૦ ચાર મહીના પછી આપવાના હતા, રૂ ૩૦૦ પાંચ મહીના પછી આપવાના હતા અને રૂ ૨૦૦ દશ મહીના પછી આપવાના હતા. ત્યારે એ પ્રમાણે ન આપતાં રૂ ૧૦૦૦ સામટા ક્યારે આપે કે જેથી કોઇને વ્યાજ ખોટ ન પડે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| માસ | ૪ | × | ૫૦૦ | = | ૨૦૦૦ | |
| — | ૫ | × | ૩૦૦ | = | ૧૫૦૦ | |
| — | ૧૦ | × | ૨૦૦ | = | ૨૦૦૦ | |
| | | | ૧૦૦૦ | ) | ૫૫૦૦ | (૫ાા |
| | | | | | ૫૫૦૦ | |
| | | | | | ૦૦૦૦ | |

જવાબ—૫ાા મહિને.

૨ જુદા જુદા ભાવની વસ્તુઓનું મિશ્ર અમુક ભાવે પડવાને શા પ્રમાણમાં લેવી તેની રીત:—બધા ભાવને એક નામનું રૂપ આપવું. પછી જુદા જુદા ભાવને એક આડી હારમાં લખવા, અને તેમના ઉપર મિશ્રનો ભાવ મુકવો. પછી મિશ્રના ભાવ કરતાં એક મોટો અને એક નાંનો એવા આડી હારમાંના ભાવમાંથી બે ભાવ લેવા. પછી મોટો ભાવ તથા મિશ્રનો ભાવ એ બેની બાદબાકી નાંના ભાવ તળે મુકવી, અને મિશ્ર ભાવ તથા નાંનો ભાવ એ બેની બાદબાકી મોટા ભાવ તળે મુકવી. આ પ્રમાણે દરેક ભાવ નીચે ઓછામાં ઓછી એક એક બાદબાકી આવે ત્યાં સુધી અરસપરસ બાદબાકીઓ મુકવી. પછી જે ભાવની નીચે જે બાદબાકીના આંક આવ્યા હોય તેટલું તે ભાવનું લેવું. જો એક કરતાં વધારે બાદબાકીઓ આવી હોય તો તેના સરવાળા બરોબર તે ભાવનું લેવું.

મિશ્રનો ભાવ આપેલા જુદા જુદા ભાવમાંનો છેક નાંનો અને છેક મોટો, એ બેની વચ્ચે હોવો જોઇએ એ ઉઘાડું જ છે.

દા. ૧ ૧૦રૂ. ૧૪રૂ. ૧૭રૂ. અને ૧૮રૂ.ના ભાવનું ઘી કેટલું લઇએ તો મિશ્રનો ભાવ ૧૬રૂ. થાય.

| | ૧૬ | | | | | ૧૬ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રૂ.૧૦ | ૧૪ | ૧૭ | ૧૮ | | ૧૦ | ૧૪ | ૧૭ | ૧૮ | |
| મણ ૨ | ૧ | ૨ | ૬=૧૧ | અથવા | ૧ | ૨ | ૬ | ૨=૧૧ | લેવા |

| | ૧૬ | | | | | ૧૬ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રૂ. ૧૦ | ૧૪ | ૧૭ | ૧૮ | | રૂ. ૧૦ | ૧૪ | ૧૭ | ૧૮ | |
| ૧ | ૧ | ૬ | ૬ | | ૨ | ૧ | ૬ | ૬ | |
| ૧ | ૨ | ૨ | ૨ | | ૧ | | ૨ | | |
| વાઅથ મણ ૩ | ૩ | ૮ | ૮=૨૨ | અથવા | ૩ | ૧ | ૮ | ૬=૧૮ | લેવા |

**સમજણ**—આમાં મૂળ મતલબ એટલી યાદ રાખવાની છે કે ઓછા ભાવમાં જેટલી ખોટ જાય તેટલોજ વત્તા ભાવમાં નફો આવે છે, અને તેથી મિશ્ર ભાવ કરતાં બે વત્તા ભાવ લઇ તેમની મિશ્ર સાથેની બાદબાકી એક બીજા નીચે મુકવી નહી કેમકે તેથી તો બનેમાં નફો આવશે—તેમજ બે ઓછા ભાવની મિશ્ર ભાવ સાથેની બાદબાકી એક બીજા નીચે મુકવી નહીં. પણ મિશ્ર ભાવ કરતાં એક વત્તો ને એક ઓછો ભાવ લઈ તેની મિશ્ર સાથેની બાદબાકી એક બીજા નીચે મુકવી.

દરેક ભાવનું કયા પ્રમાણમાં લેવું તેજ ફકત ઉપરની રીતથી માલમ પડે છે; અને બધું મળીને અમુક મણ લેવું એમ કહ્યું હોય તો એપરથી પ્રમાણ ભાગની રીતે દરેક ભાવનું કેટલું લેવું તે કહાડવું. તેમજ કોઇ એક ભાવનું અમુક મણ લીધું તો હવે બીજા ભાવનું કેટલું લેવું તે પણ નીચે આપેલા દાખલાની રીતે નિકળે છે.

**દા. ૧** એક વેપારીએ ૮ રૂ. ૧૦ રૂ. અને ૧૨ રૂ. મણની બધી મળીને ૭૮ મણ સોપારી લીધી તેમાં તેને સરેરાશ દર મણ રૂ૯ એ પડી ત્યારે દરેક જાતની કેટલી કેટલી લીધી હશે ?

| | ૯ | | |
|---|---|---|---|
| રૂ. | ૮ | ૧૦ | ૧૨ |
| મણ | ૩ | ૧ | ૧ |
| | ૧ | | |

આમાં ઉપરની રીતે ૪, ૧, ને ૧ એ જવાબ કહાડયા પછી એવું રૂપ થયું કે ૬ મણ સોપારી લેવી હોય તો દરેક જાતની ૪, ૧, ને ૧ મણ એ અનુક્રમે લેવી. એ પરથી ૭૮ મણ લેવી હોય તો દરેક ભાવની કેટલી કેટલી લેવી, તે પ્રમાણ ભાગની રીતે કરતાં નિચેનો જવાબ આવે છે.

```
      ૭૮            ૭૮            ૭૮
×      ૪             ૧             ૧
  ૬)૩૧૨(૫૨      ૬)૭૮(૧૩       ૬)૭૮(૧૩
    ૩૧૨            ૭૮            ૭૮
    ૦૦૦            ૦૦            ૦૦
```

**જવાબ**—રૂ૮ના ભાવની મણ ૫૨ રૂ૧૦ના ભાવની મણ ૧૩ અને રૂ૧૨ના ભાવની મણ ૧૭

**દાખલો ૨** મણના રૂ.૫ રૂ.૮ અને રૂ.૧૦ના ભાવની સોપારી લેવી છે, હવે ૫ ના ભાવની ૧૨ મણ લીધી તો બાકીના ભાવની કેટલા કેટલા મણ લેવી કે જેથી મિશ્રનો ભાવ રૂ ૯ થાય ?

| | ૯ | |
|---|---|---|
| ૫ | ૮ | ૧૦ |
| ૧ | ૧ | ૪ |
| | | ૧ |

આમાં ૫ ના ભાવની ૧ મણ લે તો ૮ ના ભાવની ૧ મણ ને ૧૦ના ભાવની ૫ મણ લેવી પડે. માટે એ (ત્રિરાશી) પ્રમાણ પ્રમાણે ૫ ના ભાવની ૧૨ તો ૮ના ભાવની પણ ૧૨ મણ ને ૧૦ ના ભાવની (૫×૧૨) ૬૦ મણ લેવી તે જવાબ.

## એક તોલ માપનો બીજા તોલ માપ સાથેનો મુકાબલો.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૦ | શેરનો | મુંબઇ | મણ | …… | ૨૮ | રતલ |
| ૪૨ | — | — | — | …… | ૨૯ા=ાા | રતલ |
| ૪૪ | — | — | — | …… | ૩૦ાાા– | રતલ |
| ૪૦ | — | સુરતી | — | …… | ૩૭ા–ા | રતલ |
| ૪૧ | — | — | — | …… | ૩૮ા૦ા | રતલ |
| ૪૧ા | — | — | — | …… | ૩૮ાા | રતલ |
| ૪૨ | — | — | — | …… | ૩૯)≡ા | રતલ |
| ૪૩ા | — | — | — | …… | ૪૦ા–ાા | રતલ |
| ૪૪ | — | — | — | …… | ૪૧)– | રતલ |
| ૪૦ | — | બંગાલી | — | …… | ૮૨ | રતલ |
| ૪૦ | — | મધરાસી | — | …… | ૨૫ | રતલ |
| ૧ મણ પાકો (મું૦ મણ ૧૦૦ના ૬૦ વાળો) | | | | | ૪૬ાા=ાાા | રતલ |
| ૧ મણ પાકો (સુ. મણ ૧ાાનો મણ ૧ વાળો) | | | | | ૫૬ | રતલ |
| ૨૦ મણની ખાંડી | | … | … | …… | ૨૪ | બુશલ |
| ૧ તોલો | … | … | … | …… | ૧૮૦ | ગ્રેન |
| ૧ શેર | … | મુંબઇ | … | …… | ૨૮ | તોલા |
| ૧ શેર | … | સુરતી | … | …… | ૩૭ા–ા | તોલા |
| ૧ શેર પાકો (મું. મણના શેર ૧૫નો… | | | | | ૭૫ | તોલા |
| ૧ રતલ | … | … | … | …… | ૩૯ | તોલા |
| ૧ કયાટી | … | … | … | …… | ૫૨ | તોલા |
| ૧ ગજ બંગાલી | | … | … | …… | ૩૬ | ઇંચ |



# દેશાવરી હુંડી વિશે વિશેષ સમજણ.

હુંડીમાં મુખ્ય બે બાબત સમજવાની છે. હુંડી કેવી, અને કેવી મુદતની.

## હુંડી કેવી વિશે.

૧. કોઇ પણ માણસને ખોળાધર લઇ હુંડીના નાણા આપવા તે **શાહજોગી હુંડી.** શાહજોગી હુંડી વેચવી કે લેવી હોય તો વેંચી કે લઇ શકાય. એ હુંડીનું જોખમ નાણા આપનારને માથે છે.

૨. નાણા આપવાને માટે ચોક્કસ મનુષ્યનું નામ લખેલું હોય તે **નામજોગી** આવી હુંડી હાલ બહુ લખાતી નથી કેમકે સરકારે કરેલા મની આરડર તેની ગરજ સારે છે. આ હુંડીનું જોખમ નાણા આપનારને માથે છે.

૩. નાણા આપીને હુંડી લેનાર ધણી પોતેજ વસુલ કરવા બાબત લખાવી લે, તે **ધણીજોગી હુંડી.** આવી હુંડી પણ હાલમાં બહુ લખાતી નથી, કારણકે આવી હુંડીની ગરજ હાલમાં સરકારી ચલણી નોટો વાલે છે. હુંડી લેનાર ધણીને આવી હુંડી લઇ દુર દેશાવર જવું હોય ત્યારે નાણાવટી આડતીઆપર હુંડી શિકારી આપવા બાબત જે કાગળ લખે છે તેમાં તેના શરીરપરની નિશાની તલ વગેરે જે કાંઇ હોય તે લખે છે. આ હુંડીનું જોખમ લખનારને માથે છે કેમકે આડતીઓ તો નિશાની જોઇ નાણા આપે.

૪. સાહુકારને ત્યાં રૂપીઆ જમા કરાવીને એ રૂપીઆ અમુક માણસને આપી તેની પહોંચ આણી આપવાને કહ્યું હોય એટલે સાહુકાર તેમ કરી જવાબ મંગાવી દેછે, અને હુંડીનો કાગળ લેવાની જરૂર રહેતી નથી એવી હુંડી તે **જવાબી હુંડી.**

૫. જે શેહેરમાં પોતાની આડત ન હોય તે શેહેરમાં હુંડી કરવી પડે અથવા કોઇ આસામીને ત્યાં પોતાનું ખાતું નથી તેનાપર હુંડી લખવી પડે તો હુંડી આપીને તરતજ હુંડીનો અવેજ અથવા તેટલા અવેજની બીજા આસામી ઉપરની હુંડી મોકલે છે, તેવી હુંડી તે **લેહણી હુંડી.**

૬. કોઇ બારકસ મધે માલ ચડાવી કોઇ દેશાવરે મોકલ્યો અને તેના ઓચરીયા નાણાવટીને આપીને તેપરની હુંડી વેચી તે **જોખમી હુંડી.** એવી હુંડીના નાણા નાણાવટી દેશાવર ખાતે વસુલ કરી, માલ તેને સ્વાધીન કરાવે છે. એવી હુંડીનો બારકસને દરિયાઇ રજાકજાએ કે માલની વાખણી થતાં માલનો જોખમ હુંડી લેનારને માથે છે.

**હુંડીની મુદત વિષે**

૧. **વરત મુદતની હુંડી**—જેના નાણા હુંડી દેખાડ થતાં આપવાના તે.

૨. **મુદતી હુંડી**—હુંડી દેખાડ થયા પછી અમુક દિવસે નાણા આપવા એવા લખાણની હુંડી. એવી હુંડી સાહુકારને દેખાડતા તે નોંધી લેછે, અથવા તેની ઉપર મિતિ નાખી દેખાડ કરી આપે છે, ને પછી મુદત પાકે પૈસા આપેછે.

**મુદત**—દિન વલતાની એટલે હુંડી દેખાડયા પછી બીજે દિવસે તેના નાણા મળે.

મુદતવાર ભોમની એટલે દેખાડ થયા પછી ચોથે દિવસે તેના નાણા મળે.

મુદત દિન ચાર ચારની એટલે દેખાડ થયા પછી નવમે દિવસે તેના નાણા મળે.

બાંધી મુદતની એટલે ફલાણી તારીકે અથવા ત્યાર પછી નાણા મળે અથવા હુંડીમાં લખ્યા મુજબ દેખાડ થયા પછી અમુક દિવસે નાણા મળે.

**ભલામણ**-હુંડી લખનાર હમેશા હુંડી લખ્યા પછી તે શિકારી આપવા આડતીઆપર કાગળ લખે છે. એ કાગળ પહોંચ્યા વગર આડતીઓ નાણા આપતો નથી.

**ભરપાઈ**—હુંડીના નાણા વસુલ કરીને હુંડી ઊપર રૂપીઆ ભરી પુરીને પામ્યો એવો જે લેખ લખી આપે છે તેને ભરપાઇ કહેછે.

**ખોખું**—હુંડી ભરપાઇ થઈ એટલે તે હુંડી ખોખું કહેવાય છે.

**પેંઠ, પરપેંઠ અને કાગળ**—હુંડી ગેરવલે પડે તો પેંઠ, પેંઠ ગેરવલે પડે તો પરપેંઠ અને પરપેંઠ ગેરવલે પડે તો કાગળ સાહુકાર લખી આપે છે, જે લખવાના થોડાક નમુના નીચે આપ્યા છે.



શાહજોગી હુંડી લખવાનો નમુનો.



## શ્રી ૧ા

સ્વસ્ત શ્રી મુંબઈ બંદર મહાશુભસ્થાને પુજ્યારાધે શા શ્રી પંચ શા. જલેબીદાસ મેસુદાસ જોગ એતાન શ્રી રાજકોટથી લી૦ શા૦ ભજીયાદાસ ગાઠીયાદાસના જુહાર વાંચજો. જત અત્રેથી રાખ્યા શા૦ હલવાદાસ ગેવરદાસ પાસેથી રૂ ૨૦૦) અંકે બસે પુરા લીધા છે તે આ હુંડી પહોંચેથી મુદત દીન ૪ ચારે નામે શાહ જોગના રૂપીઆ હુંડીની રીતના અથ ઠામ ઠેકાણું ચોકસ કરીને શીકારી આપજો. નિશાની એ જે કાગળ મધે લખશું મિતિ સંવત ૧૯૫૭ ના કારતક વદ ૧૩ ને વાર રવેઉ દસકત પોતાના.

( હુંડીની પીઠપર નીચે પ્રમાણે લખવું. )

નીમે રૂપીઆ એકસોથી બમણા જુમલે
રૂપીઆ બસેં પુરા આપજો.

| ૩૨૦૦ |
|---|

શા.

શ્રી મુંબઇ બંદર શા. જલેબીદાસ મેસુદાસ—ઠેકાણું, મારકીટ મીઠાઇની દુકાને.

*સિકરુની હુંડી-

## શ્રી ૧ા

સ્વસ્તિ શ્રી ખેડા મહાશુભસ્થાને પુજ્યારાધે શા. શ્રી પંચ. શા. માણેકચંદ મોતીચંદ એતાનશ્રી રાજકોટથી લી૦ શા. બાલચંદ લીલમચંદના જુહાર વાંચજો. જત અત્રેથી રાખ્યા શા. હીરાચંદ રતનચંદ પાસેથી રૂ ૨૦૦) અંકે બસેં પુરા લીધા છે. બાંધી મુદત દેખાડ થયા પછી દિવસ બારની, નામે શાહ જોગ, રૂપીઆ હુંડીની રીતના અંથ ઠામ ઠેકાણું ચોક્કસ કરીને આપજો. નિશાની એ જે તે શ્રી અમદાવાદવાળા શા. પાનાચંદ પથ્થરચંદને ખાતે ઉધારજો. લખી મિતિ શા ૧૯૫૭ ના કાર્તક વદ ૧૩ ને વાર રવેાિ, દસકત પોતાના.

---

પેંઠ-

## શ્રી ૧ા

સ્વરિત શ્રી મુંબઇ બંદરે મહાશુભસ્થાને પુજ્યારાધે શા. શ્રી પંચ શા જલેબીદાસ મેસુદાસ જોગ. એતાન શ્રી રાજકોટથી લી૦ શા. ભજીયાદાસ ગાંઠીયાદાસના જુહાર વાંચજો. જત અત્રેથી રાખ્યા શા. હલવાદાસ ગેવરદાસ પાસેથી રૂ ૨૦૦) અંકે બસેં નીમે રૂપીઆ એકસોથી બમણા પુ. રા બસેં લઇને તેને હુંડી નં૦ ૧ સવંત ૧૯૫૭ ના કાર્તક વદ ૧૩ ને વાર રવેાિની મુદત દીન ૪ ચારેની નામે શાહ જોગી લખી આપેલી છે. તે રાખ્યાવાળા ધણી કહે છે કે હુંડી ગેરવલે પડી છે, માટે આ પેંઠ આપી છે. માટે તમે તમારો રોજમેળ, ખાતાવહી વગરે ચોપડા તપાસી જોઇ હુંડીના નાણું શિકારી ન આપ્યા હોય તો આ પેંઠના નાણા શિકારી આપજો. જો હુંડીના નાણા શિકારી આપ્યા હોય તો આ પેંઠ રદ છે વાંચીને ફાડી નાખજો. અમે તમને હુંડી તથા પેંઠ મળી એક વખત નાણા. મજરે આપશુજી સંવત ૧૯૫૭ પોશ શુદ ૭ને વાર બુધે. દસકત પોતાના.

પરપેંઠ વગે—પરપેંઠ તથા કાગળ લખવાની રીત પેંઠના જેવી છે, પણ પરપેંઠમાં હુંડી તથા પેંઠ અને કાગળમાં હુંડી, પેંઠ અને પરપેંઠ લખ્યાની તિથિ દરશાવાય છે.

---

* આ હુંડીપરથી જણાય છે કે રાજકોટવાળાને ખેડાવાળા સાથે આડત નથી પણ અમદાવાદવાળા સાથે આડત છે. તેથી અમદાવાદવાળાને ખાતે ઉધારવાની નિશાની આપી છે અને અમદાવાદવાળાને ખેડાવાળા સાથે આડત છે.

# કેટલાક વેપારી અને વહેવારી દસ્તાવેજો ઉપર લાગતો સ્ટાંપ.

| | રૂ. | આ. |
|---|---|---|
| મીલકતોનાં વેચાણ ખત ઉપર- | | |
| રૂ ૫૦ સુધીની કીંમત ઉપર ... ... ... | ૦ | ૮ |
| રૂ ૫૦ થી રૂ ૧૦૦ સુધી ... ... ... ... | ૧ | ૦ |
| પછી દર રૂ ૧૦૦ ઉપર તે રૂ ૧૦૦૦ સુધી ... ... | ૧ | ૦ |
| પછી દર રૂ ૫૦૦ અથવા તેના કોઈભી ભાગ ઉપર ... | ૫ | ૦ |
| બાંડ-રૂ ૧૦ સુધી હોય તો ... ... ... ... | ૦ | ૨ |
| " રૂ ૧૦ થી રૂ ૫૦ સુધી ... ... ... ... | ૦ | ૪ |
| " રૂ ૫૦ થી રૂ ૧૦૦ સુધી... ... ... ... | ૦ | ૮ |
| " પછી દર રૂ ૧૦૦ ઉપર તે રૂ ૧૦૦૦ સુધી ... ... | ૦ | ૮ |
| " પછી દર રૂ ૫૦૦ અથવા તેના કોઈભી ભાગ ઉપર ... | ૨ | ૮ |
| રૂ ૨૦ થી ઉપરના ચેક્ પરામીસરી નોટ અથવા કોઈભી પહોંચઉપર | ૦ | ૧ |
| એક શેર હોલડરે બીજાને આપેલી પરાક્ષી ઉપર ... ... | ૦ | ૧ |
| મારગેજ ખત-જયારે મીલકતનો કબજો મારગેજીને અપાય છે તયારે તે ઉપર મીલકતનાં વેચાણ ખત જેટલો; પણ કબજો નથી આપતો તયારે બાંડ ઉપર લાગતો સ્ટાંપ જેટલો લેવાય છે... ... ... ... ... ... | | |
| તલાક આપવાનો દસ્તાવેજ ... ... ... ... | ૧ | ૦ |
| દતક કરી લેવાનો અખતયાર આપવાનો દસ્તાવેજ (વીલ સીવાય). | ૧૦ | ૦ |
| કમપનીની આરટીકલસ આફ્ આસોસીએશન ઉપર ... | ૨૫ | ૦ |
| પંત્યાળાનો દસ્તાવેજ... ... ... ... ... | ૧૦ | ૦ |
| પંત્યાળું છુટું કરવાનો દસ્તાવેજ ... ... ... | ૫ | ૦ |
| બીલેડીંગ ... ... ... ... ... ... | ૦ | ૪ |
| ચારટર પારટી ... ... ... ... ... | ૧ | ૦ |
| શીપીંગ આરડર ... ... ... ... ... | ૦ | ૧ |
| ડીલીવરી આડર ... ... ... ... ... | ૦ | ૧ |
| અશકત થઈ પડેલા કરજદારે કીધેલા કોમપોઝીશન ડીડ ઉપર | ૧૦ | ૦ |
| લેટર આફ્ લાઈસેનસ અથવા એક કરજદારને તેના માગનારા ધંધો ચલાવવા દે છે અને ચોકસ મુદત સુધી પોતાના દાવાની ફરયાદી નહીં માંડવા લખત કરી આપે છે તે ઉપર ... | ૧૦ | ૦ |
| હુંડી પરોટેસ્ટ કરવા ઉપર ... ... ... ... | ૧ | ૦ |
| આફીડેવીટ અથવા સોગંદનામા ઉપર ... ... ... | ૧ | ૦ |
| વીલ સીવાય કરેલા તરકના દસ્તાવેજ ઉપર ... ... | ૧૫ | ૦ |
| વીલ સીવાય કરેલા તરકુ રદ કરવાના દસ્તાવેજ ઉપર ... | ૧૦ | ૦ |

